( ૪ ) મધુર, ખાટો. (૫) મધુર (૬) આ પ્રમાણે ૭ રસ પૈકીનો કોઇપણ રસ પ્રાધાન્યપણું ભોગવતો હોય તોપણ તેની સાથે બીજા રસો ઓછા વધેતા પ્રમાણમાં મળેલાતો હોય છેજ, અને જો તે પ્રમાણે મળેલા ન હોય તો ઉપર કહી ગયા તેમ, એકલો એક રસ, વિષનું કામ કરી મનુષ્યના પ્રાણની હાની કરે છે.

જુદા જુદા દ્રવ્યોમાં જુદા જુદા રસો ગોઠવાયા છતાં આપણે તેના પ્રાધાન્ય રસનુંજ નામ આપીએ છીએ, પરંતુ તેતે દ્રવ્યમાં ગોઠવાયલા બીજા રસો જુદા જુદા ગુણ-ધર્મવાળા થઇને, જુદા સ્થાનમાં જુદી જુદી અસર ઉત્પન્ન કરે છે; દાખલા તરીકે સુંઠ, મરી, પીપર એ ત્રણે દ્રવ્યો તીખા રસ પ્રાધાન્ય હોવાથી આપણે તેને તીખા પદાર્થમાં ગણીએ છીએ. જો કોઇને આપણે પૂછીએ કે સૂંઠ, મરી અને પીપરનો સ્વાદ કેવો છે ? તો જવાબ મળશે કે તીખો છે. મનુષ્ય પ્રકૃતિનો સ્વભાવ એવો છે કે એક વસ્તુ ચાખીને, તીખી છે. વધારે તીખી છે, ઘણી તીખી છે, મોઢું બળી જાય એટલી તીખી છે, એ પ્રમાણે કહી શકશે, પરંતુ ઓછી વધતી તીખાસ કેટલા પ્રમાણમાં છે ? અને કયો રસ મળવાથી આ તીખાશમાં વધઘટ થાય છે તે કહી શકશે નહિ ! દાખલા તરીકે એક શેર દુધમાં ૨૦ તોલા સાકર નાંખીએ, પછી દરેક શેરમાં તોલો તોલો ઘટાડતા જાઇએ ને દૂધને પા પા શેર વધારતા જઇએ, અને તે દુધ બીજા માણસને ચાખવાને આપીએ તો ચાખનારો માણસ, દૂધ. ગળ્યુ છે. એમ કહેશે પણ તેનાથી સાકરનું પ્રમાણ કહી શકાશે નહિ તેવી રીતે સુંઠ, મરી, પીપરને ચાખનારો માણસ તીખારસ સિવાય બીજા રસની કલ્પના કરી શકશે નહિ, પરંતુ સૂંઠ, મરી પીપરના જુદાં જુદાં

પડીકાંવાળી, ચાખનાર માણસને અંજાણમાં રાખી, રાત્રીને વખતે અંધારી ઓરડીમાં બેસાડી, એકેક પડીકામાંથી જુદોજુદો ભૂકો તેને ચાખવા આપીએ, તો તે પોતાની જીભપર મુકી સૂંઠ, મરી અને પીપરનો ભૂકો છે એમ જુદાં જુદાં નામો કહી બતાવશે. એ ઉપરથી સાબીત થાય છે કે સૂંઠ, મરી ને પીપર જો કે તીખાં છે તોપણ તેની સાથે જુદા જુદા પ્રમાણમાં જુદા જુદા રસો મળેલા છે, જેથી દ્રવ્યના ગુણ ધર્મને જાણનારા વૈદ્યોએ તે તે રસોને ઓળખી, તેને જુદે જુદે સ્થાને કામે લગાડયા છે; જેમકે સૂંઠમાં તીખાશ સાથે ખારો રસ અને મધુર રસ મળેલો હોવાથી તે હોજરીમાં રહેલા દુષિત મળને કહાડી, અગ્નિને પ્રદિપ્ત કરવાને શકિતમાન થાય છે તથા પીપરમાં તીખા રસ સાથે મધુર, ખારો અને કષાયરસ મળેલો હોવાથી તે પાનવાયુમાં જઇને કફનું ઉન્મુલન કરે છે, અને મરીમાં તીખો ગુણ પ્રાધાન્યપણું ભોગવતા છતાં તેની સાથે મધુર, ખાટો, કષા રસ મળેલો હોવાથી તે ઉદાનવાયુ એટલે હૃદયના ઉપલા ભાગના જ્ઞાનતંતુઓવાળી જ્ઞાનેંદ્રિઓ અને મગજના સ્નાયુઓને નિરામય કરે છે આ પ્રમાણે ૧૮ ભાર વનસ્પતિમાં રહેલા ન્યુનાધિક પણે જુદા જુદા રસોને ઓળખી, જુદી જુદી પ્રકૃતિના મનુષ્યોને, દેખાતા એક જાતના પણ જુદા જુદા દોષથી ઉત્પન્નથએલા રોગોના ઉપર યોજના કરનાર વૈદ્ય, રસૌષધર્માચાર્ય અથવા પ્રાણાચાર્યની પદ્વિને બાયક થઇ, જગતને મહાન ઉપકાર કરે છે.

આપણે અત્યાર સુધીમાં દ્રવ્યના રસ, ગુણ સંબંધી થોડો વિચાર કર્યો. હવે દ્રવ્યના વીર્ય, વિપાક અને શકિત તથા પ્રભાવનું વર્ણન કરીએ છીએ. જે દ્રવ્યોને પછી તે ફળના રૂપમાં હો અથવા પત્ર, છાલ કે મૂળ અથવા કંદના રૂપમાં હો, પણ તે શીતવીર્ય અને

ઉષ્ણ વીર્ય એ બે રૂપમાંજ વહેંચી શકાય છે; પરંતુ મનુષ્ય પ્રકૃતિના જુદા જુદા સંમેલનથી પ્રકૃતિના ૬૩ ભેદ પાડવામાં આવેલા છે. તે ૬૩ ભેદના ઉપર વનસ્પતિઓ અથવા દ્રવ્યો, શીત અને ઉષ્ણ એ જાતના વીર્યની અસર કરે છે; એ તેનો સ્વાભાવિક પ્રભાવ છે. એ વીર્યની શક્તિ અસંખ્ય, અનંત અને અચિંત્ય છે. તેને શોધવા માટે પૂર્વાચાર્યોએ કેટલાક નિયમો બાંધેલા છે, પણ તે મનુષ્યોને પૂર્ણ રૂપમાં વર્તમાન કાળમાં ઉપલબ્ધ થઇ શકતા નથી; જેમકે જે વનસ્પતિના બીજ ખાંડી, વસ્ત્રગાળ કરતાં ઘણી મહેનત પડે અથવા જે બીજ કઠણ હોય અને તે મધુરરસ પ્રાધાન્ય હોય તો તે વીર્યને વૃદ્ધિ કરી શરીરને દૃઢ કરનારી શક્તિ ધરાવે છે. જે વનસ્પતિના ફળમાં સ્નેહગુણ હોઇને, પોચાપણું હોયછે તે ફળોનાં બીજોમાં વિરેચન અથવા વમન કરાવવાની શક્તિ હોય છે. જે વૃક્ષના અંગમાંથી અથવા ફળમાંથી દૂધ ઉત્પન્ન થાય છે, તેની સાથે જો કષાય રસ મળેલો હોય તો તે દૂધમાં વમન વિરેચન કરવાની શક્તિ હોય છે, પરંતુ એવા વૃક્ષોના દૂધમાં જો મધુર રસ મળેલો હોય તો તે વૃક્ષો શરીરને પુષ્ટ કરી, ધાતુને વૃદ્ધિ કરનારા ગણાય છે. જે દ્રવ્યમાં કડવો રસ પ્રાધાન્ય પણું ભોગવતો હોય એવાં ફળો જો ખાંડવામાં કઠણાશ બતાવે તો તે પણ શરીરને પોષણ કરનારાં, દૃઢ કરનારાં, શક્તિ ધરાવનારાં ગણાય છે. એ પ્રમાણે જેમ જેમ કઠણતાવાળાં જેટલા દ્રવ્યના પરમાણુઓ ઘટ્ટ થઇ, ઘનપણાને પામેલા હોય છે તે તે દ્રવ્યો, શીતવીર્ય એટલે પોષણ કરવાવાળી શક્તિવાળા હોય છે, અને જેમ જેમ દ્રવ્યોમાં પોચાશ વધતી જાય છે અને તેને ખાંડવામાં અથવા વાટવામાં ઓછો શ્રમ પડે છે, તેમ તેમ તે દ્રવ્યો ઉષ્ણવીર્ય

અણુદ્ધ શરીરના વિકારોનો હ્રાસ કરી, પોષણ તત્વોને તે સ્થાનમાં પ્રવેશ કરીને સ્થિર થવાની જગ્યા તૈયાર કરી આપે છે. એવી રીતે દરેક દરેક વનસ્પતિ ઉપર વિચાર કરી શકાય છે પરંતુ ઉપર કહી ગયા તેમ વનસ્પતિનો પ્રભાવનું વર્ણન તો સિધ્ધો અને યોગીઓજ જાણે છે; જેમ જ્વરના પ્રકરણમાં ઋષિઓનાં શાસ્ત્રો લંઘન, પાચન શમન અને શોધન દ્રવ્યોની યોજના કરી, જ્વરને દૂર કરવા મનુષ્યને નિરામ બનાવે છે; પરંતુ વનસ્પતિના પ્રભાવને જાણનાર યોગી, કાંટા સરીયાના મૂળને તેલનો ધુપ દઇ, હાથે બાંધે અથવા તાવ આવતા પૂર્વે પ્રાતઃકાળમાં ખીજડાના ઝાડનું દાતણ કરાવે, તો ઉપરની વાધી કરી, મનુષ્યને નિરામ કરવાની જરૂર વિના, તેના જ્વરને નસાડી મુકે છે, એટલે પ્રભાવનું વર્ણન કરવું એ અમારી શક્તિની બહાર છે. આ વિષયમાં અમારી બુદ્ધિ પ્રમાણે ટુંકાણમાં કહેવામાં આવ્યું છે પરંતુ વિદ્વાન અને પંડિત વૈદ્યો કે જેઓ દ્રવ્યની શક્તિ, અને પ્રભાવને જાણનારા હોય તેઓ, જેટલું જેટલું જાણતા હોય તેટલું, મનુષ્ય પ્રાણીના હિતાર્થે અથવા જગતના ઉપકારાર્થે પ્રસિદ્ધિમાં લાવી, સહેલામાં સહેલી રીતે રોગો કેમ નાશ પામે ? તે ઉપર અજવાળું પાડી પોતાની વિદ્યાનો પ્રકાશ જન સમૂહપર પાડવા ચુકશે નહિ, એવી આગ્રહપૂર્વક વિનંતિ કરી આ વિષયને સંપૂર્ણ કરીએ છીએ. ઇત્યલમ.

| | |
|---|---|
| તારીખ | પ્રયોજક— |
| ૧૭-૩-૧૮ | શા. તિલકચંદ તારાચંદ વૈદ્ય—સુરત |
| | લેખક— |
| રવીવાર | ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદી—સુરત |

# आयुर्वेद निबंधमाळा.

## (૪)

## પ્રાણી માત્રની ઉત્પત્તિ અને મનુષ્ય શરીરની રચના.

जगद्योने रनिच्छस्य चिदानंदैक रुपिण:
पुंसोस्ति प्रकृति नित्या प्रतिच्छायेव भास्वत:
अचेतनादि चैतन्य योगेन परमात्मन:
अकरोद्विश्व मखिल मनित्यं नाटका कृति:

પ્રાણી માત્રની ઉત્પત્તિ કહો કે જગતની ઉત્પત્તિ કહો, પણ એ બેઉ સામાન્ય રીતે એકયતા વાચકજ છે, પરંતુ આપણે આ સ્થળે વૈદ્યક વિષયની ચર્ચા કરતા હોવાથી, પ્રાણી માત્રની ઉત્પત્તિ અને તેના શરીરની રચના, એ વિષય રાખવાની જરૂર પડી છે, જેને આપણે જગત્ કહીએ છીએ તે જગત્માં ચાર વસ્તુ અનાદિ માનવાની જરૂર પડે છે: ઇશ્વર, પ્રકૃતિ, આત્મા અને આત્માના કર્મો. એ ચાર વસ્તુ મળીને આપણને આ જગત્ દ્રષ્ટિગોચર થાય છે; જેમ દીવાની પાસે બેઠા વિના અને સૂર્યના તેજ વિના, આપણે કોઇપણ કાર્ય કરી શકીએ નહિ, તેમ ઇશ્વરના સાનિધ્ય વિનાં આપણાં જગતનો વ્યવહાર ચાલી શકે નહિ. જેમ દીવો કે સૂર્યનાં કીર્ણમાં રહીને, આપણે સારૂં

કે મારું કામ કરીએ તે દીવાને કે સૂર્યને બંધન કર્તા નથી. અથવા દીવો કે સૂર્ય તેને અટકાવી શકતો નથી તેમ ઇશ્વરના સાનિધ્યમાં આપણે જે કર્મ કરીએ તે ઇશ્વરને બંધન કર્તા નથી તેમજ તે કર્મ કરતાં ઇશ્વર આપણને અટકાવતો નથી, પરંતુ જગતની વ્યવહારીક રચના એવી છે કે આપણે જે જાતના સંકલ્પ વિકલ્પ કરીએ તેને અનુકુળ, કર્મના પરમાણુઓ આપણા તરફ ખેંચાઇ આવી આત્માની આસપાસ વીંટાય છે, તે કર્માનુસાર શરીર પોતાનો વ્યવ્હાર ચલાવે છે. જ્યારે જગતનો ઉત્ક્રાન્તિ કાળ હોય છે ત્યારે દરેક આત્માને પોતાના શરીરની વૃદ્ધિ થતી માલમ પડે છે અને જ્યારે અવક્રાન્તિનો કાળ હોય છે ત્યારે દરેક વસ્તુ દીનપર દીન નહાના રૂપમાં દેખાતી જાય છે, એટલે દરેક પ્રાણીઓ સૂક્ષ્મરૂપને પામતાં પામતાં પ્રકૃતિ ભાવને પામે છે, જેને આપણે મહાપ્રલય કહીએ છીએ પરન્તુ પ્રકૃતિભાવમાં રહેલા આત્માઓ તે સ્થીતિમાં પણ નવું કર્મ ઉપાર્જન કરે છે અને જૂનાને ભોગવે છે અથવા ખપાવે છે. એ પ્રમાણે અવક્રાન્તિ કાળ વિત્યા પછી, ઉત્ક્રાન્તિ કાળમાં પાછું એ પ્રકૃતિ રૂપ જગત્ વૃદ્ધિને પામતું જાય છે. એ ઉપરથી આ જગત્માં રહેલા આત્માઓ અને તેના કર્મો અનાદિ છે એમ માનવું પડે છે, અને એટલાજ માટે ઇશ્વરને જોકે તે કર્ત્તા નથી તો પણ કર્ત્તાનું આરો પણ કરવું પડે છે. ઇશ્વરને કર્ત્તા, અકર્ત્તા, દાતા-ભોક્તા, કર્તુંમ-અકર્તુંમ, અન્યથા કર્તુંમ, સમર્થ વગેરે કહેવાનો, માનવાનો અને મનાવવાનો વિષય ઘણો તકરારી અને તર્કનો હોવાથી અને વળી આ વિષય સાથે તેનો સંબંધ નહિ હોવાથી, એ તકરારમાં ઉતરવાનું અમે પસંદ કરતા નથી પરંતુ પ્રકૃતિમય જગત્માંથી વિકૃતિરૂપ જગત્ કેવી રીતે ઉત્પન્ન થાય છે અને તે ક્રમવાર ગોઠવાયા પછી પ્રાણી

શરીરની રચના કેવી યુક્તિથી રચાય છે, તે વિષયનું પ્રતિપાદન કરવાનું હોવાથી આપણે તે મુખ્ય વિષય તરફ વળવાની જરૂર પડે છે. પ્રકૃતિ રૂપ જગતને ઓળખવા માટે આપણે વનસ્પતિના નાનામાં નાના બીજનો દાખલો લઈ શકીશું. વનસ્પતિ માત્રમાં જુદે જુદે રૂપે બીજ રહેલાં છે પણ કેટલીક વનસ્પતિમાં તે બીજો પ્રત્યક્ષ દેખાતાં નથી, અને કેટલીકમાં પ્રત્યક્ષ દેખાય છે; દાખલા તરીકે આપણે એક વડનું બીજ લઈએ. તે બીજને બારીક દ્રષ્ટિથી અવલોકતાં અને તેને બુદ્ધિપૂર્વક તપાસી વિચાર કરતાં આપણને સમજાય પડે છે કે આ બીજરૂપ દ્રવ્યમાં આખું વડ વૃક્ષ સૂક્ષ્મરૂપે સમાયલું છે અને આ બીજમાં તેના રસ, ગુણ, વીર્ય, વિપાક, અને શક્તિઓ રહેલી છે અને તેથીજ આકાશમાં રહેલા સજાતીય દ્રવ્યનું આકર્ષણ કરી પોતામાં રહેલી આકૃતિ પ્રમાણે તે મૂળને, છોડને, તેના ઝાડને, તેની છાલને, પાંદડાંને, ટીશીને, ફળને અને દૂધને ગોઠવીને વૃક્ષરૂપે શોભે છે. હવે આ સ્થળે કોઈ શંકા કરે કે જે બીજ જમીનમાં વવાયલું છે. તે જમીનના તત્વો લઈને, વૃક્ષનું રૂપ ધારણ કરે છે, પરન્તુ આકાશમાંથી કાંઈ તત્વને ગ્રહણ કરતું નથી. તેનું સમાધાન એવી રીતે થઈ શકે છે કે જો પૃથ્વિમાંથી તમામ વૃક્ષો, પોત પોતાને જોઇતાં તત્વો લઈ, વૃદ્ધિ પામી, પાછાં સૂકાઇ, ઘસાઇ, બળી, સડી, પૃથ્વીમાં સમાઈ જાય છે તો પણ પૃથ્વિનું વજન વધવું ન જોઇએ; પરંતુ વિચાર કરતાં સમજાય છે કે જેમ જેમ કાળ જતો જાય છે તેમ તેમ પ્રથ્વિનું વજન વધતું જાય છે. તેનો પ્રત્યક્ષ દાખલો એ કે જયારે સૃષ્ટિની આદિ પછી કાળની ગણુના થઇ ત્યારે પૃથ્વિ સૂર્યની આસપાસ ૩૬૦ દિવસમાં એક ફેરો ફરતી હતી. તે પૃથ્વિને હાલમાં સૂર્યની આસપાસ ફરતાં ૩૬૫ા દિવસ અને કંઇક ઘડી વધારે જેટલી વાર લાગે છે. અર્થાત્ સાર એ નીકળે છે

કે પૃથ્વી જેમ જેમ ભારે થતી જાય છે તેમ તેમ સૂર્યના આકર્ષણથી છુટી થઇ દુર જતી જાય છે, એટલે જેટલે દુર તે ગયલી હોય તે પ્રમાણમાં તેને ફરવાનો માર્ગ લંબાય છે અને તેથીજ પૃથ્વીનું વજન વધ્યું છે એમ કહી શકાય છે. અને જ્યારે પૃથ્વીનું વજન વધ્યું છે એમ સાબીત થાય ત્યારે આ વાત સિદ્ધ થાય છે કે બીજ રૂપ વનસ્પતિ અથવા બીજરૂપ પ્રાણી માત્ર પોતાના બીજમાં રહેલા કર્મ પ્રમાણે આકાશમાંથી પંચભૂતાત્મક દ્રવ્યોને આકર્ષી પોતામા મળતા સ્વજાતીય દ્રવ્યનું આકાશમાંથી આકર્ષણ કરી પોતાનું સ્વરૂપ ખડું કરે છે. તે સ્વરૂપની રચના કેવે કેવે પ્રકારે થાયછે અને તે તે પ્રકારોને તે તે રૂપમાં ગોઠવાયા પછી તેને કયા નામથી ઓળખવામાં આવે છે તેનું વર્ણન કર્યા સિવાય આ સ્થળે ચાલી શકતું નથી.

જગતની ઉત્પત્તિના કારણભૂત જે પ્રકૃતિ છે તે પ્રકૃતિ ઇચ્છા મયી એટલે સત્વ, રજ અને તમો ગુણના સ્વભાવવાળી હોવાથી બુદ્ધિને ઉત્પન્ન કરે છે, અને એ બુદ્ધિથી અહંકાર ઉત્પન્ન થાય છે. તે અહંકાર રાજસ, તામસ અને સત્વગુણના ભેદથી ત્રણ પ્રકારનો ગણાય છે. અર્થાત વિકારવાળો સત્વગુણી, તેજસ રજો ગુણી અને ભૂતાદિરૂપમાં આવે છે ત્યારે તે તમોગુણી. ગણાય છે. હવે જે પ્રકૃતિમાં સહાયક રાજસગુણ હોય અને તમો ગુણ તેમાં મિશ્રીત થયો હોય તે સાત્વિક અહંકાર કહેવાય છે, અને એ સાત્વિક અહંકારથી કાન, ચામડી, આંખ, જીભ, નાક, પગ, હાથ, વાણી, લીંગ, ભગ ગુદા અને મન એ ૧૧ ઇંદ્રિ ઉત્પન્ન થાય છે. તેમાં પ્રથમની પાંચ ઇંદ્રિઓને બુદ્ધિનો આશ્રય હોવાથી, તે જ્ઞાનેંદ્રિઓ કહેવાય છે અને બાકીની પ્રાંચ ઇંદ્રિઓને કર્મનો ( ક્રિયાનો )

આશ્રય હોવાથી તે કર્મેંદ્રિઓ કહેવાય છે. આ મનબુદ્ધિ અને કર્મના ભેગા વ્યવહારનું ઉપાદાન કારણુ હોવાથી મનને ૧૧ મી ઇંદ્રિ ગણેલું છે અથવા રાજસ અહંકારથી ઇંદ્રિ, સાત્વિક અહંકારથી ઇંદ્રિઓના દેવતા અને મન એ જુદા જુદા પાડીને તેનાથી ચાલતો વ્યવહાર તેને ઉત્પત્તિ ક્રમ કહે છે. હવે રાજસ અહંકાર જેનો સહાયક થાય છે અને સાત્વિક અહંકારનું મિશ્રણ થવાથી જે તામસ અહંકારનું રૂપ પકડે છે, તેને તન્માત્રાઓ કહેવામાં આવે છે, અને તે તન્માત્રાઓ જુદે જુદે સ્થળે રહી જુદાં જુદાં કાર્ય કરે છે તેથી તેને પાંચનામ આપવામાં આવ્યાં છે; જેવાં કે શબ્દ તન્માત્રા, સ્પર્શ તન્માત્રા રૂપતન્માત્રા, રસ તન્માત્રા અને ગંધ તન્માત્રા. એ પ્રમાણે પાંચ તન્માત્રાઓના નામ આપી શકાય છે પરંતુ તેના ખરા સ્વરૂપને યોગી ઓજ જાણી શકે છે. એ પાંચ તન્માત્રાઓ જેમ જેમ સ્થુલ પણાને પામતી જાય છે અને તે સંપૂર્ણતાને પામે છે ત્યારે તે ભૂત એવા નામથી ઓળખાય છે. એવા પંચમહાભૂતોનાં નામ આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી રૂપે મનુષ્યને પ્રત્યક્ષ દેખાય છે. શ્રોત્ર, ત્વક, ચક્ષુ, જીવ્હા, ઘ્રાણુ, એ પાંચ બુદ્ધિ ઇંદ્રિય છે અને એના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, એ પાંચ વિષય ક્રમપૂર્વક છે. જેમકે સ્રોત્ર ઇંદ્રનો વિષય શબ્દ છે. ત્વક્ ઇંદ્રિનો વિષય સ્પર્શ છે, ચક્ષુ ઇંદ્રિનો વિષય રૂપ છે, જીવ્હા ઇંદ્રિનો વિષય રસ છે અને ઘ્રાણુ ઇંદ્રિનો વિષય ગંધ છે. તેવી રીતે વાણી, હાથ, પગ, ઉપસ્થ, ગુદા એ કર્મેન્દ્રિઓ છે અને તેના ભાષણુ, આદાન, વિહાર, આનંદ, ઉત્સર્ગ, એ પાચ વિષય છે; જેમકે વાણી ઇંદ્રિનો વિષય ભાષણુ, હસ્ત ઇંદ્રિનો વિષય ગ્રહણુ, પાદ ઇંદ્રિનો વિષય વિહાર, ઉપસ્થ ઇંદ્રિનો વિષય આનંદ અને ગુદા ઇંદ્રિનો વિષય ઉત્સર્ગ છે.

મહત્તત્વ, અહંકાર અને પાંચ તન્માત્રા એ સાત ઇંદ્રિઓ ઉત્પન્ન થવાનું કારણ છે. એટલે તે વિકૃતરૂપ કહેવાય છે. આ સંપૂર્ણ જગત્માં દશ ઇંદ્રિ, મન અને પંચ મહાભૂત એ ૧૬ વિકાર સર્વત્ર વ્યાપક છે.

૧. અવ્યક્ત. ૨. મહાન. ૩. અહંકાર. ૪. શબ્દ તન્માત્રા, ૫. સ્પર્શ તન્માત્રા, ૬. રૂપ તન્માત્રા. ૭. રસ તન્માત્રા. ૮. ગંધ તન્ માત્રા. ૯. સ્રોત્ર તન્ માત્રા. (કાન) ૧૦. ત્વક (ચામડી) ૧૧. ચક્ષુ (નેત્ર) ૧૨. ઘ્રાણુ (નાક) ૧૩. જીભ (રસના) ૧૪. વાક (વાણી) ૧૫. હાથ. ૧૬. પગ. ૧૭. ઉપસ્થ (લીંગ અને યોની) ૧૮. પાયુ (ગુદા) ૧૯. મન. ૨૦. પૃથ્વિ. ૨૧. પાણી ૨૨. તેજ. ૨૩. વાયુ. ૨૪. આકાશ. એ પ્રકારે ૨૪ તત્વો થયાં. એમાંથી નિર્માણુ થયલાં શરીર રૂપ ઘરમાં ૨૫ મો પુરૂષ એટલે આત્મા સર્વકાળ રહે છે. તેને જીવાત્મા કહે છે. મન તેનો દૂત છે. એ જીવાત્મા મહદાદી કૃત સૂક્ષ્મ લીંગ શરીરમાં રહે છે એટલા માટે તે દેહી કહેવાય છે, અને તે પાપ, પુન્ય, સુખ દુઃખથી યુકત છે અને વર્તમાન કાર્યવાહી મનના યોગથી તે કર્મ બંધનથી બંધાયલો છે, તે મનના યોગે ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન પ્રાણુ, અપાન, ઉન્મેષ, બુદ્ધિ, સંકલ્પ, વિચાર, સ્મૃતિ, વિજ્ઞાન, અધ્યવસાય, વિષય, ઉપલબ્ધિ, ઈત્યાદિ કર્મને કરવાવાળી સૂક્ષ્મ પ્રકૃતિથી બંધાયલો છે.

કામ, ક્રોધ, લોભ. મોહ, અહંકાર, દશ ઇંદ્રિ અને બુદ્ધિ એ જીવના બંધનરૂપ છે તેનાં લક્ષણુ નીચે પ્રમાણે કહેવામાં આવે છેઃ—

કામ—પુરૂષોને સ્ત્રીઓમાં અને સ્ત્રીઓને પુરૂષોમાં પરસ્પર પ્રીતિ કરાવે છે, જેથી ભોગ્ય અને ભોક્તાના હક્કો સ્થાપિત થાય તેને કામ કહે છે.

ક્રોધ—એકી વખતે મનુષ્ય શરીરના હૃદયમાંથી ગરમી ઉત્પન્ન થઇને અન્ય મનુષ્યને દુઃખ ઉત્પન્ન કરવાવાળી વાણીથી ચિત્તને ક્લેશ ઉત્પન્ન કરે છે તેને ક્રોધ કહે છે.

લોભ—પારકું ધન, પારકો ભાગ, પારકું સામર્થ્ય ને જોઇને અથવા સાંભળીને તેની જે મનુષ્યના ચિત્તમાં તૃષ્ણા ઉત્પન્ન થાય છે. તેને લોભ કહે છે.

મોહ—અકલ્યાણકારી અથવા કલ્યાણકારી વિષયોમાં બુદ્ધિના ભ્રમથી જેને સંશય ઉત્પન્ન થાય છે અને જેને હિતકારી વસ્તુમાં અહિત દેખાય છે અને અહિતકારીમાં હિત દેખાય છે, તેને મોહ કહે છે.

અહંકાર—જે પ્રાણી કાર્ય કારણ યુક્ત થઇ ને આ કાર્ય હું જ કરૂં છું એવા અભિમાન સાથે કોઇ પણ ક્રિયામાં પ્રવેશ કરે છે તેને અહંકાર કહે છે.

પ્રાણીમાત્ર અજ્ઞાનને લીધે કલેષાદિક બંધનને પ્રાપ્ત કરે છે અને જ્ઞાનરૂપ વિચારથી એ બંધનથી છુટે છે જે શરીર શરીરી કહેતાં જીવાત્માને દુઃખ ઉત્પન્ન કરે છે. તે વ્યાધિ કહેવાય છે અને જે શરીર જીવાત્માને સુખ ઉત્પન્ન કરે છે તે આરોગ્ય કહેવાય છે. દુઃખ જીવાત્માને સ્વભાવથી પ્રતિકુળ છે, અને સુખ પ્રાણીમાત્રને સ્વભાવથી અનુકુળ છે, પરંતુ મોહવશ અને વિષયની લોલુપતા તથા અભ્યાસ દોષથી સુખની અભિલાષા છતાં, દુઃખ રૂપ રોગને પોતે પોતાની મેળે ઉત્પન્ન કરી કૃતકર્મના ફળને ભોગવે છે.

હવે અહીંથી મનુષ્યના સ્થુલ શરીરનાં બંધારણનું વિવેચન કરવામાં આવે છે.

મનુષ્ય શરીરમાં રસાદિ ધાતુઓને રહેવાના જે સ્થાન છે તેની મર્યાદાભૂત એવી ૭ કલા છે. તે કળાને રહેવાને માટે તેના ૭ આશય એટલે સ્થાન છે, રસ, રૂધીર, માંસ, મેદ, હાડકાં, મજ્જા અને શુક્ર એ ૭ ધાતુ છે તથા એ ધાતુઓના ૭ મળ છે. ધાતુઓની સમીપમાં રહેવાવાળા ૭ ઉપધાતુ છે અને તે બધા વ્યાપારને ઢાંકી સુરક્ષિત ચાલત્રા માટે ચામડીના ૭ પડ છે; વાયુ, પિત્ત અને કફ એ ત્રણ દોષ છે. મનુષ્ય શરીરમાં દોરીની પેઠે અથવા વેલીની પેઠે ૯૦૦ બંધન છે, જેને સ્નાયુ કહે છે. આ શરીરમાં ૨૧૦ સાંધાઓ છે અને કેટલાક આચાર્યોના મત પ્રમાણે એનાથી અધિક પણ છે. શરીરને આધારભૂત અને બળને આપવા વાળાં ૩૦૦ હાડકાં છે. જીવના આધારભૂત ૧૦૭ મર્મસ્થાન છે. દોષ, ધાતુ, તથા મળને વહેવા વાળી ૭૦૦ શીરા એટલે નસો છે. તેમાંથી રસને વહેવાવાળી ૨૪ ધમની એટલે નાડી છે. પુરૂષ શરીરમાં માંસપીશીઓ એટલે માંસના લાંબા ટુંકા કકડાઓ ૫૦૦ છે, તથા સ્ત્રીઓના શરીરમાં ૨૦ માંસ પેશી અધિક છે. મોટા મોટા સ્નાયુઓ જેને કન્ડરા કહેવામાં આવે છે તે ૧૬ છે. પુરૂષોના શરીરમાં ૧૦ રંધ્ર એટલે છિદ્ર છે. અને સ્ત્રીઓના શરીરમાં ૩ છિદ્ર વધારે છે. એ પ્રમાણે મનુષ્ય શરીરના જુદા જુદા ભાગોનું ટૂંકામાં વર્ણન કરવામાં આવ્યું તેનો હવે વિસ્તારપૂર્વક ખુલાસો કરવામાં આવે છે.

કળા—પહેલીકળા માંસને ધારણ કરે છે તેથી તે માંસધરા કહેવાય છે. બીજી કળા રૂધીરને ધારણ કરે છે તેથી તેને રક્તધરા કહે છે. એવી રીતે મેદને ધારણ કરનારી મેદધરા કહેવાય છે. યકૃત અને પ્લીહાની ચોથીકળા છે, જે એ બેઉની મધ્યમાં રહે છે, એટલા

માટે એને કફધરા કહે છે. આંતરડાંને ધારણ કરવાવાળી પાંચમી કળાને પુરીષધરા કહે છે. અગ્નિને ધારણ કરવાવાળી છઠ્ઠી કળાને પિત્તધરા કહે છે અને સાતમી કળા શુક્રધરા છે, એટલા માટે એનું નામ રેતોધરા આપવામાં આવ્યું છે.

આશય—વક્ષસ્થળમાં કફનું સ્થાન એટલે કફનો આશય છે. કફના સ્થાનની જરા નીચે આમાશય છે. નાભીની ઉપર ડાબી બાજુ તરફ અગ્નિનું સ્થાન છે તેને ગ્રહણી કહે છે. એ અગ્નિના સ્થાનની ઉપર તિલ છે, તેને ક્લોમ કહે છે. અને તે તૃષાનું સ્થાન છે એટલે તૃષા ત્યાંથી ઉત્પન્ન થાય છે. કેટલાક આચાર્યનો એવો મત છે કે તિલના ઉપર જળ છે, અર્થાત્ અગ્નિની ઉપર પાણીનું સ્થાન છે અને પાણી ઉપર અન્નને રહેવાનું સ્થાન છે; અને અગ્નિની નીચે પવન સ્થિર રહીને અગ્નિને ફૂંકે છે. એવી રીતે વાયુએ પ્રદિપ્ત કરેલ અગ્નિ, ઉપરના જળને ગરમ કરે છે તેથી ઉષ્ણ જળને લીધે અન્નનો સારી રીતે પરિપાક થાય છે. અગ્નિના સ્થાનની નીચે જે પવનનું સ્થાન છે તે પવનનું નામ સમાન વાયુ કહેવાય છે. તે પવનના સ્થાનની નીચે મળાશય એટલે મળનું સ્થાન છે અને તેનેજ પક્વાશય કહે છે, જે ડાબા ભાગમાં રહે છે. લૌકિકમાં તેને ઉંદુક કહે છે, અને કેટલાક લોકો તેને પોટ્ટલક કહે છે એટલે તે પોટ્ટલક ઉંદુકથી પક્વાશય જુદું છે, પરંતુ ચરકે પુરીષધરા એટલે આંત્ર શબ્દથી તેને ઉંદુક કહયો છે, અને તેની પાસેજ જરાક નીચેથી ડાબી બાજુપર ચામડાની થેલીના આકારનો મુત્રાશય છે, જેને બસ્તી કહેવામાં આવે છે. જીવને ધારણ કરનારૂં જીવના જેવું રક્ત છે તેનું સ્થાન ઉરમાં છે. એ ૭ આશય એટલે સ્થાન જાણવાં, પરંતુ પુરૂષોનાં કરતાં સ્ત્રીઓમાં

૩ આષય વધારે છે એટલે એક ગર્ભાષય અને બે સ્તન્યાષય અર્થાત્ સ્તન સંબંધી દુધ રહેવાનાં સ્થાન. તે ગર્ભાષય, પિત્ત, અને પકવાષયની મધ્યમાં છે એમ જાણવું.

રસ, રૂધીર, માંસ, મેદ, અસ્થી, મજ્જા અને શુક્ર એ સાત ધાતુઓ પિત્તના તેજથી પાચન થઈ ક્રમે ક્રમે એકથી એક ઉત્પન્ન થાય છે. જેમકે રસથી રૂધીર, રૂધીરથી માંસ, માંસથી મેદ, મેદથી અસ્થી, અસ્થીથી મજ્જા અને મજ્જાથી શુક્ર ઉત્પન્ન થાય છે.

એ ૭ ધાતુઓના ૭ મળ જેમકે જીભનું જળ, નેત્રનું જળ, કપાળનું જળ, એ રસ ધાતુના મળ જાણવા. રંજકપિત્ત એટલે રૂધીરને રંગવાવાળું પિત્ત, રૂધીરનો મળ છે. કાનનો મેલ એ માંસનો મળ છે. જીભ, દાંત, કાંખ, અને ઉપસ્થ ઇંદ્રિનો મેલ તે મેદ ધાતુનો મળ છે. નખ, હાડકાંનો મળ છે. તેમ વાળ. રૂંવાં, એ પણ હાડકાંના મળ છે. આંખનો મેલ, મોંઢા ઉપરની ચીકાશ એ મજ્જા ધાતુનો મળ છે. મુખના ઉપરથી કાળી ફોલ્લીઓ તથા દાઢી, મૂંછ અને ગુપ્ત ભાગના વાળ, એ શુક્ર ધાતુનો મળ છે.

સ્તનમાં ઉત્પન્ન થતું દૂધ રસધાતુની ઉપધાતુ છે અને રજ અર્થાત્ સ્ત્રીઓને માસિક રૂધિર આવે છે તે રૂધીર ધાતુનો ઉપધાતુ છે. એ બેઉં ઉપધાતુઓ સ્ત્રીઓમાં કાળ વિશેષે કરીને પ્રગટ થાય છે અને કાળ વિશેષે નષ્ટ થાય છે. શુદ્ધમાંસથી ઉત્પન્ન થએલા ઉપધાતુને વસા કહેતાં ચરબી કહે છે. મેદ ધાતુનો ઉપધાતુ પરસેવો છે. અસ્થી ધાતુનો ઉપધાતુ, દાંત, અને નખ છે; કેશ એ મજ્જા ધાતુનો ઉપધાતુ છે. અને ઓજસએ શુક્ર ધાતુનો ઉપધાતુ છે. એવી રીતે ૭ ધાતુથી ઉત્પન્ન થયેલા ૭ ઉપધાતુ જાણવા

ચામડીના ૭ પડ પૈકી પહેલા પડનું નામ અવભાષિનિ છે તેમાં સિધ્મ નામનો કોઢ પેદા થાય છે. બીજા પડનું નામ લોહીતા છે તે તિલ અને કાળા કોઢની જન્મભૂમિ છે. ત્રીજા પડનું નામ શ્વેતા છે, તે ચર્મદળ નામના કુષ્ટરોગની જન્મભૂમિ છે. ચોથા પડનું નામ તામ્રા છે તે પડમાં કિલાસ નામનો કુષ્ટ ઉપજે થાય છે. પાંચમા પડનું નામ વેદિની છે તે સંપૂર્ણ કુષ્ટની જન્મ ભૂમિ છે. છઠ્ઠા પડનું નામ રોહિણી છે તે ગાંઠ, ગંડમાલા, અપચી, તથા અર્બુદરોગને પેદા થવાનું સ્થાન છે. સાતમા પડનું નામ સ્થુલા છે તે વિદ્રધી, અર્શ, ભગંદર, આદિ રોગ થવાની જગ્યા છે. અને એ સાતે પડનું એકંદર જાડું માપ બે વ્રીહી એટલે ભાતનાં બે છાલાં જેટલી જાડાઈ છે.

શરીરમાં વાયુ, પિત અને કફ એ ત્રણ દોષ છે, જે રસાદિ ધાતુઓને દુષિત કરે છે, એટલા માટે તેને દોષ કહે છે, અને સમાન ભાવે તર્તતા હોય તો શરીરને ધારણ કરનારા હોવાથી તેને ધાતુ નામ પણ આપવામાં આવ્યું છે.અને તે રસાદિ ધાતુઓને મલિન કરેછે એટલા માટે એને મળ સંજ્ઞાપણ આપવામાં આવી છે. એ દોષોને શરીરધારક હોવાથી એકએકને પાંચપાંચ પ્રકારના કેહ્યા છે, જેમકે પ્રસ્પન્દન, ઉદ્વહન, પૂરણ, વિવેચન અને ધારણ લક્ષણવાળો વાયુ પાંચ પ્રકારે કરીને શરીરને ધારણ કરે છે. એવી રીતે રાગ, પંક્તી, ઓજસ, તેજાત્મક, પિત્ત પાંચ વિભાગમાં બેસીને અગ્નિકર્મથી દેહનું પાલન કરે છે, તથા વૃદ્ધિ, સિંધા, શ્લેશ્મણ, સ્નેહન, રોપણ, પ્રપૂર્ણાત્મક કફના પાંચ વિભાગોથી છુટું પડીને, જળકર્મ કરીને દેહનું પાલન પોષણ કરે છે.

વાયુ, પિત્ત અને કફ એ ત્રણ દોશોમાં વાયુ બળવાન છે. અને મળાદિદોષોના પ્રથક પ્રથક ભાગ કરવાથી અને પિત્ત તથા કફ એઓને જયાં ઇચ્છા હોય ત્યાં લઇ જવાની શક્તિ છે, એટલા માટે વાયુની પ્રાધાન્યતા છે. એ વાયુમાં રજો ગુણ અધિક છે અને એનો સ્વભાવ શીતળ તથા દરેક છિદ્રમાં પ્રવેશ કરવાનો હોવાથી બહુ પાતળો છે. એ જાતે શીતળ અને લુખો છે, તે હલકો અને ચંચળ છે, તેથી પાંચ સ્થાનોમાં ગમન કરી શકે છે, એટલા માટે તેને પાંચ પ્રકારનો કહ્યો છે. તે પાંચ પ્રકારમાં પ્રથમ મળાશય કે પક્વાશયમાં જે વાયુ રહે છે, તેને અપાનવાયુ કહે છે. કોઠામાં અગ્નિનું સ્થાન છે તે સ્થાનમાં જે વાયુ રહે છે તેને સમાનવાયુ કહે છે. હૃદયમાં રહેવાવાળા વાયુને પ્રાણવાયુ કહે છે. હૃદયની ઉપર અને મસ્તિષ્ક સુધી જે વાયુ રહેલો છે તેને ઉદાનવાયુ કહે છે અને આખા શરીરમાં રહેલા વાયુને વ્યાન વાયુ કહે છે.

પિત્ત નામનો જે દોષ છે તે ઉષ્ણ અને પાતળો પદાર્થ છે. તેનો રંગ પીળો છે પણ તે દુષિત થાય છે ત્યારે તે નીલવર્ણો થઇ જાય છે. પિત્તમાં સત્વગુણ અધિક છે તેમ સુદ્ધ પિત્તનો સ્વાદ તીખો અને કડવો છે. ઉષ્ણાદિ પદાર્થનો સંયોગ થવાથી પિત્ત વીદગ્ધ થઈ જાય છે, એટલે તેનો સ્વાદ ખાટો થઈ જાય છે. એ પિત્ત શરીરના પાંચ સ્થાનમાં રહે છે. કોઠામાં અગ્નિનું સ્થાન છે તે સ્થાનમાં જે પિત્ત છે તે અગ્નિ રૂપ થઇને એક તિલ બરાબર છે. તે પિત્ત પોતાના સ્થાનમાં રહીને ચાર પ્રકારના આહારને પચાવે છે એટલા માટે તેને પાચકપિત્ત કહે છે. ચામડીમાં જે પિત્ત રહે છે તે પિત્ત શરીરમાં કાન્તિ ઉત્પન્ન કરે છે. ચંદનાદિનો લેપ, તેલાદિકનો અભ્યંગ અને સ્નાન કરેલા પાણીને પચાવે છે.

એટલા માટે તેને ભ્રાજક પિત્ત કહે છે. તે પિત્ત ડાબી તરફ પ્લીહાના સ્થાનમાં રહીને જેમ રસમાંથી રૂધીરને ઉત્પન્ન કરે છે તેવીજ રીતે જમણી તરફ યકૃતના સ્થાનમાં રહીને પણ રસથી રૂધીરને ઉત્પન્ન કરે છે અને તે પિત્ત દ્રષ્ટિગોચર થાય છે તેથી તેને રંજકપિત્ત કહે છે. બે આંખોમાં જે પિત્ત રહે છે તે સફેદ, નીલ, પીળાં આદિ રૂપનાં દર્શન કરાવે છે તેથી તેને આલોચક પિત્ત કહે છે. જે પિત્ત હૃદયમાં રહીને મેધારૂપ અને પ્રજ્ઞારૂપ બુદ્ધિને ઉત્પન્ન કરે છે તેને સાધકપિત્ત કહે છે.

કફ નામનો જે દોષ છે તે ચીકણો, ભારે સફેદ, પિચ્છિલ અને શીતલ છે. કફમાં તમો ગુણ અધિક છે અને તે મીઠો છે. તે વિકૃતિને પામે છે ત્યારે ખારો થઇ જાય છે. એજ કફ પાંચ સ્થાનમાં રહીને દેહની સ્થિરતા તથા પુષ્ટતાને કરે છે. આમાશયમાં જે કફ રહે છે તેને ક્લેદન કફ કહે છે. તે આમાશયમાં રહીને ચાર પ્રકારના આહારને આધાર આપે છે તથા મધુર, પિચ્છિલ, પ્રક્લેદિત હોવા છતાં પોતાની શક્તિએ કરીને સંપૂર્ણ કફના સ્થાનોપર તે તે સ્થાનોના કાર્યો કરીને ઉપકાર કરે છે. માથામાં રહેવાવાળા કફને સ્નેહન કફ કહે છે. એ તર્પણ આદિ દ્વારા ઇંદ્રિઓને પોત પોતાના કાર્યમાં સામર્થ્યયુક્ત કરે છે. કંઠમાં રહેલા કફને રસન કફ કહે છે. તે જીભની જડમાં સ્થિર રહીને કટુ તિક્તાદિ રસોના જ્ઞાનનું કારણ થાય છે. હૃદયમાં રહેવાવાળા કફને અવલંબન કફ કહે છે. તે અવલંબનાદિ કર્મ દ્વારા હૃદયનું પોષણ કરે છે. શરીરના સાંધાઓમાં રહેવાવાળા કફને સંશ્લેષણ કહે છે. તે દરેક સાંધાને યથાસ્થિત રાખે છે. એ પ્રમાણે વાયુ, પિત્ત અને કફ શરીરના અંદર ૧૫

સ્થાનમાં રહીને, શરીરનો કારભાર ચલાવે છે, પરંતુ તેમાં જો વાયુ વિકૃતિ પામે તો જે જે સ્થાનમાં જેટલા કફ તથા પિત્ત જોઇએ તે કરતાં ઓછા પહોંચાડે છે અથવા તો વધારે પહોંચાડે છે તેથી શરીરને રોગરૂપે દેખાડી, આખા શરીરને છિન્નભિન્ન કરી નાંખી આખરે પંચત્વ એટલે મૃત્યુને શરણુ કરી દે છે જેથી મનુષ્યની પ્રથમ ફરજ એ છે કે વાયુને નીયમિત રાખવો.

સ્નાયુઓ જે છે તે માંસ, હાડકાં, અને મેદ એના બંધન રૂપ છે. એટલે હાડકાં, માંસ અને મેદને પાટો બાંધી ખેંચી રાખ્યાં હોય તેમ પકડી રાખે છે.

શરીરમાં હાથ, પગ આદિ અંગોના છેડા જે ઠેકાણે એકત્ર થાય છે તેના જોડાણને સાંધા કહે છે, અને તે સાંધાઓ કફ જેવા પદાર્થથી ભરેલા રહે છે.

શરીરમાં હાડકાં જે છે તે સાર રૂપે એટલે બળ રૂપે આધાર ભૂત છે અને તેની કપાળ, રૂચક, વલય, તરૂણ, નકલ એવી પાંચ જાતો છે. હવે સ્નાયુઓને જેણે બંધનરૂપ આપ્યું છે તે ૯૦૦ પ્રતાન એટલે ફેલાયલી, વૃત એટલે ગોળ અને ભીતરથી પોલી શાખાઓ છે, તેમાંથી હાથ, પગ આદિ શાખાઓમાં કમળનાળ તંતુની પેઠે ફેલાયાવાળી અને ગોળ મોટી ૬૦૦) સ્નાયુઓ છે. કોઠામાં ૨૩૦) સ્નાયુ મોટી તથા છિદ્ર વાળી છે, તથા ડોકમાં ૭૦) સ્નાયુઓ છે તે મોટી અને પીળી છે. એ પ્રકારે સઘળા મળીને ૯૦૦) સ્નાયુઓ થાય છે અને તેથી દેહનું બંધન થયલું છે. એ સ્નાયુથી બંધાયલા સાંધાઓ બે પ્રકારના છે. એક ચળ અને બીજો અચળ તેમાં ડોકી, કમ્મર, હાથ, તથા પગમાં અને નાડીના સાંધાઓ ચલા-

યમાન છે, બાકીના સર્વ સાંધાઓ અચળ છે. એવી રીતે બધા સાંધાઓ મળીને ૨૧૦) થાય છે. તેમાં કફના જેવો પદાર્થ ભરેલો છે તેનું પ્રયોજન એવું છે કે જેમ રથના ચક્રો તેલાદિકના સંયોગથી નિર્વિઘ્ને ફરે છે તેવી રીતે સાંધાઓ એ પદાર્થના સંયોગથી ચલાયમાન વિષયમાં સામર્થ્યવાળા થાય છે.

મનુષ્ય શરીરમાં આત્માના આધારભૂત એવા ૧૦૭) મર્મસ્થાન છે. એ મર્મસ્થાન પાંચ પ્રકારના છે. જેમકે માસમર્મ ૧૧) શીરામર્મ ૪૧) સ્નાયુમર્મ ૨૭) અસ્થીમર્મ ૮) અને સંધીમર્મ ૨૦) એ પ્રકારે બધાં મળી ૧૦૭) મર્મસ્થાન છે. એ મર્મસ્થાનોમાં કેટલાક તરત પ્રાણ હરનાર છે, કેટલાક કાળાંતરે પ્રાણ હરનારા છે, કેટલાક વૈકલ્ય કરનારા છે અને કેટલાક માત્ર પીડાકારી છે.

શીરાઓ કહેતાં નસો જે સાંધાઓને બાંધી રાખનારી છે અને વાતાદિ દોષ અને રસાદિ ધાતુને વહેવાવાળી છે તે શીરાઓ સ્થુલ અને સૂક્ષ્મ ભેદે કરીને બે પ્રકારની છે. અને તેનાં મૂળ નાભીસ્થાનમાં છે. નાભીસ્થાનમાંથી તે શીરાઓ, ઉપર, નીચે અને તીરછી ગતિમાં ફેલાયલી, સંખ્યામાં ૪૦) છે. તેમાં ૧૦) વાયુને વહન કરાવવાવાળી, ૧૦) પિત્તને વહન કરાવવાવાળી, ૧૦) કફને વહન કરાવવાવાળી અને ૧૦) રૂધીરને વહન કરાવવાવાળી છે. હવે વાયુને વહન કરાવવાવાળી જે ૧૦) શીરાઓ છે તેમાંથી ૧૭૫) બીજી શીરાઓ ફુટેલી છે. એવીજ રીતે પિત્તને વહન કરાવવાવાળી કફને વહન કરાવવાવાળી અને રક્તને વહન કરાવવાવાળી શીરાઓમાંથી ૧૭૫) એકસો પંચાતેર બીજી શીરાઓ નીકળેલી છે. એ સર્વને ગણતાં શીરાઓ ૭૦૦) થાય છે.

મનુષ્ય શરીરમાં જે રસવાહિની નાડી છે તે પવનનું ધમન કરે છે. એટલા માટે તેને ધમની કહે છે. એ ધમની નાડી ૨૪) છે. એ પણ નાભીસ્થાનથી પ્રગટ થઈને ૧૦] નીચે ગઇ છે, કે જે વાયુ મૂત્રમળ. શુક્ર, આર્તવ અને અન્ન, જળ, રસને, વહન કરાવે છે તથા ૧૦) ઉર્ધ્વગામિની ધમની છે તે શબ્દ, રૂપ. રસ, ગંધ, શ્વાસો શ્વાસ, બગાસાં, ક્ષુધા, હસવું, બોલવું, રડવું, ઈત્યાદિને વહન કરાવી અને ધારણ કરે છે. અને તીર્છિંગતિમાં જવાવાળી ૪) ધમનિ છે, એ ચાર ધમનિઓમાંથી અસંખ્ય ધમનિઓ ઉત્પન્ન થયલી છે, જેથી મનુષ્ય શરીર જાળની પેઠે પરિવ્યાપ્ત એટલે વીંટળાઇને ગુંથાયલું છે. તેનાં મુખ રોમકુપોથી બંધાયલાં છે અને તે રસને સર્વત્ર પહોંચાડે છે, પસીનાને બહાર કાઢે છે, તથા ઉંવટન સ્નાન અને લેપાદિકના વીર્યને અંદર લઈ જાય છે. એ પ્રકારે ૨૪) ધમનિઓનું કાર્ય છે.

મનુષ્ય શરીરમાં માંસની પેશીઓ ૫૦૦) છે અને સ્ત્રીઓમાં ૫૨૦) છે તે મનુષ્યોના બળને અને શરીરને સીધા ઉભા રાખવાનું કામ કરે છે.

મનુષ્ય શરીરમાં જે ૧૬ કન્ડરા છે તે મોટા સ્નાયુઓ, હાથ પગાદિ અવયવોને લાંબા ટુંકા કરાવામાં કામ આવે છે.

મનુષ્ય શરીરમાં ૧૦) છિદ્ર છે. નાક, નેત્ર, કાન, એમાં બબ્બે છિદ્ર છે. લીંગ, ગુદા અને મુખ એમાં એકેક છિદ્ર છે અને મસ્તકમાં એક છિદ્ર છે તેને બ્રહ્મરંધ્ર કહે છે. એ પ્રમાણે પુરૂષમાં દશ છિદ્રો છે અને સ્ત્રીઓમાં સ્તન સંબંધી બે અને ત્રીજું ગર્ભાશયનું એ પ્રમાણે ત્રણ અધિક છે. તેજ પ્રમાણે પ્રાણીમાત્રની ચામડીમાં અનેક છિદ્રો છે પરંતુ અત્યંત બારીક હોવાથી તે દેખી શકાતાં નથી. તેમજ

પ્રાણ, જળ, રસ, રૂધીર, માંસ, મેદ, મૂત્ર, મળ, શુક્ર, અને આર્તે-વને વહેવાવાળાં બીજાં છિદ્રો પણ છે.

હૃદયના ડાબા ભાગમાં રક્તથી ઉત્પન્ન થયલી પ્લીહા એટલે બરોળ છે, અને તેના ઉપર રૂધીરના ભાગથી ઉત્પન્ન થયલું ફેફસું હૃદયની નાડીને વળગી રહીને શ્વાસનું કાર્ય કરે છે, જે દ્વારાએ તમામ દેહની ચેષ્ટા થાય છે. જોકે એની ઉત્પત્તિ ડાબી તરફથી થયલી છે તોપણ જમણી બાજુ સુધી ફેલાયલી છે. અને હૃદયના દક્ષિણ ભાગમાં યકૃત એટલે કલેજું રહેલું છે, તેમાં ફેફસું, જે છે તે ઉદાન અર્થાત્ કંઠસ્થ વાયુનો આધાર છે, અને પ્લીહા જે છે તે રૂધીરને વહેવાવાળી શીરાઓનું મૂળ છે. એ પ્રમાણે યકૃત જે છે તે રંજકપિત્ત અને રૂધીરનું સ્થાન છે.

રૂધીરની કીટીથી ઉત્પન્ન થયલું અને જમણા ભાગમાં રહેલું જે કલેજું છે તેની પાસે તિલ નામનું એક સ્થાન છે જેને કલોમ કહે છે. એ કલોમ જળને વહેવાવાળી નાડીઓનું મૂળ છે એટલા માટે તૃષાનું આચ્છાદન કરે છે.

વૃક્ક રક્ત અને મેદના સારાંસથી ઉત્પન્ન થાય છે જેને કુક્ષિ ગોલક એટલે ગુરદા કહેવામાં આવે છે. તે પેટમાં રહેવાવાળા મેદને પુષ્ટ કરે છે અર્થાત બીજા સ્થાને જે મેદ રહેલો છે તેને એ પુષ્ટિ આપી શકતા નથી, માત્ર પેટના મેદનેજ એ પુષ્ટિ આપે છે.

માંસ, કફ, અને મેદના સારાંશથી વૃષણ અર્થાત્ અંડકોષ ઉત્પન્ન થાય છે અને તે વીર્યવાહિ નાડીઓનો આધાર છે એટલા માટે પુરુષાર્થ અર્થાત્ પુરૂષબળને આપવાવાળા છે.

લીંગ કહેતાં ઉપસ્થ ઇંદ્રિ જેની સાથે વર્તમાન હૃદયને બંધન કરવાવાળી ચાર કંડરા રહેલી છે અને તેના અગ્ર ભાગથી આ લીંગ પેદા થાય છે. તે લિંગ વીર્યદ્વારા ગર્ભને ઉત્પન્ન કરે છે અને એ વીર્ય તથા મુત્રને બહાર કાઢવાનો માર્ગ છે.

રૂધીરના સારથી પ્રગટ થયલું હૃદય, કમળની કળીની પેઠે જરા ખીલેલું નીચા મુખવાળું ચૈતન્યનું સ્થાન થઇને ઓજ એ લે 'પૂર્ણ ધાતુઓના તેજોનો સાર છે. જોકે સામાન્ય રીતે સર્વ દેહજ ચેતનનું સ્થાન છે. પરંતુ વિશેષે કરીને હૃદય ચૈતન્યનું મુખ્ય સ્થાન છે.

નાભીના સ્થાનમાં રહેવાવાળો શીરા અને ધમનિઓ સંપૂર્ણ શરીરમાં વ્યાપ્ત થઇને રાત્રી દિવસ વાયુનો સંયોગ પામીને રસાદિ સર્વ ધાતુઓને સર્વ શરીરમાં લઇ જઇને શરીરનું પોષણ કરે છે. તે તરૂણ પુરૂષના શરીરને પુષ્ટ કરે છે અને વૃદ્ધ મનુષ્યના દેહનું પાલન કરે છે. કહ્યું છે કે પવનના સંયોગથી એટલે પ્રાકૃત પવનની સહાયતાથી પોષણ કરે છે. કોઇ પ્રશ્ન કરે કે કઇ વસ્તુથી પોષણ કરે છે ? તેના જવાબમાં કહેવાનું કે સંપૂર્ણ રસાદિ ધાતુઓથી પોષણ કરે છે.

નાભીમાં રહેલો પ્રાણવાયુ કે જ્યાં પ્રાણ અગ્નિ અને સોમાદિક નાભીમાં રહે છે તે પ્રાણવાયુ, હૃદયનો સ્પર્શ કરીને કંઠ દ્વારાએ બાહાર નીકળીને, વીષ્ણુના પાદામૃતને પામીને, ત્યાંથી અમૃતનું પાન કરીને તેજ માર્ગે પાછો આવીને દેહને, જીવને તથા જઠરાગ્નિને પોષે છે. એ પ્રમાણે ગુણ વીશિષ્ટ પ્રાણપવન હૃદયકમળના અભ્યંતરને સ્પર્શ કરીને એટલે પ્રફુલિત કરીને, કંઠનું ઉલ્લંઘન કરીને વિષ્ણુપાદામૃત પીવાને પ્રાપ્ત થાય છે ત્યાંથી અમૃતને પીને જેવા વેગથી ઉપર જાય

છે, તેવાજ વેગથી પાછો ફરીને પોતાના સ્થાનને પ્રાપ્ત થઇને સકળ જીવનું તથા શરીરનું પોષણ કરે છે, એવો પણ કેટલાક આચાર્યોનો મત છે. એ વિષય ઉપર એક સ્વતંત્ર નીબંધ લખાશે ત્યારે તેમાં સંપૂર્ણ ખુલાસો થશે. આ સ્થળે સંપૂર્ણ ખુલાસો કરતાં વિસ્તાર વધવાનો ભય રહે છે.

અહીંયાં ઉપર વર્ણન કરેલા શરીરની વૃદ્ધિ કરવા અને ટકાવી રાખવાના આધારભુત આહાર છે તે ભોજન કર્યા પછી આમાશયમાં જઇને તેની વ્યવસ્થા કેવે પ્રકારે થાય છે તેનું વર્ણન કરવામાં આવે છે;—

પંચભૌતિક અન્નાદિકના આહાર પ્રાણવાયુથી પ્રેરિત થઇને આમાશયમાં જાય છે. પછી તે છ રસવાળો આહાર મધુરભાવને તથા ફીણના રૂપને પ્રાપ્ત થાય છે, કારણ કે આમાશય કફનું સ્થાન છે અને કફનો મીઠો રસ છે એટલા માટે એ સ્થાનમાં ગયલા છ પ્રકારના રસવાળા અન્નો મિશ્રભાવને પામે છે, અને એ મિશ્ર અવસ્થાવાળા રસને આમાજીર્ણ [illegible]માં આવે છે. તે પછી તે આહાર, તેજ આમાશયમાં [illegible] તેજથી પાકીને ખાટો પદાર્થ બને છે. તે પાચકપિત્ત પીળા રંગનો પાતળો પદાર્થ છે. જ્યારે તે પૂર્વે કહેલા મધુર આહારમાં મળે છે ત્યારે તે મધુર પદાર્થને ખાટા બનાવી દે છે તે પછી તે આમાશયમાં સમાન વાયુને લઇને ગૃહણી એટલે અગ્નિ સ્થાનમાં લઇ જાય છે. તે ગૃહણીસ્થાનમાં કોષ્ટાગ્નિને લાધે તે આહારનો પાક થાય છે. તે પાક કટુ કહેતાં તીખો થાય છે એટલે આહારની પ્રથમાવસ્થા મધુર, બીજી અવસ્થા ખાટી અને ત્રીજી અવસ્થા કટુ કહેતાં તીખી થાય છે. એ આહારનો [illegible] પાક થયો હોય તો તેને રસ કહે છે, અને કાચો પરીપાક થયા હોય તો

તેને આમ કહે છે. પૂર્વે કહેલો રસ, અગ્નિના બળે કરીને મધુર ભાવ અને ચીકાશને પ્રાપ્ત થઈને સંપૂર્ણ રક્તાદિ ધાતુઓનું પોષણ કરે છે એટલા માટે ઉત્તમ પ્રકારે પરિપક્વ થયેલો રસ અમૃત-તુલ્ય કહેવાય છે અને તેજ રસ, મંદાગ્નિને લીધે વિદગ્ધ થઈને વિષ ભાવને પામે છે અર્થાત કટુ અમ્લ થઈને પ્રાણનો નાશકર્તા થાય છે. કોઈ વખતે થોડો હોવાથી મોતનું કારણ થતું નથી તોપણ દોષોને દૂષિત કરીને અનેક પ્રકારના લોહી વિકારો, જ્વર, ભગંદર અને કુષ્ટાદિ રોગોને ઉત્પન્ન કરે છે. તે આહારના ઉત્તમ પરિપાકને સાર કહે છે અને તે સારથી ઉલટો જે નિઃસાર પદાર્થ છે તેને મળદ્રવ કહે છે. તે પૈકી દ્રવપદાર્થ છે તે મુત્રવાહિની શિરાઓ દ્વારા બસ્તીમાં આવીને મૂત્ર થઈ જાય છે અને બાકી રહ્યો જે મળ, તે કીટરૂપ ધારણ કરીને પક્વાશયના એક દેશમાં જઈને મળ (વિષ્ટા) બની જાય છે. તે મળ ગુદા સાથે સંબંધ ધરાવનારા અપાન વાયુથી અધઃપ્રેરિત થઈને ગુદાની આકૃતિ જે કે શંખની નાભીના આંટાના આકારની છે અને તે ત્રણ આંટામાં ગોઠવાયલી છે જેના પહેલા આંટાનું નામ પ્રવાહિની, બીજાનું નામ સર્જની અને ત્રીજાનું નામ ગ્રાહીકા છે તે દ્વારાએ તે મળ બહાર નીકળી જાય છે. તથા આહારનો સાર જે રસ, તે સમાન વાયુએ પ્રેરિત થઈને હૃદયમાં આવીને પિત્તથી પચીને રંજકપિત્તથી રંગાઈને રક્તપણાને પામે છે તેને આપણે લોહી નામથી ઓળખીએ છીએ. તે સર્વ શરીરમાં રહેલા પંચભૌતિક રૂધીર દેહનું મૂળ કારણ હોવાથી જીવનો ઉત્તમ આધાર છે અને તેનો ગુણ સ્નિ-ગ્ધ, ગુરૂ, ચંચળ અને સ્વાદુ છે. તે રૂધીર વિદગ્ધ થવાથી પિત્તની પેઠે તીખું અને ખાટું થઈ જાય છે; એવી રીતે રસાદિક ધાતુઓ

પિત્તના તાપથી પરિપક્વ થઈને ક્રમે ક્રમે તેનું વીર્ય બને છે. તે વીર્ય બનવાનો કાળ એક માસનો કલ્પેલો છે અને તે પ્રમાણે સ્ત્રીઓને રજ પણ એક માસે તૈયાર થાય છે.

સૃષ્ટિની આદિથી એટલે પ્રકૃતિરૂપ જગતમાંથી વિકૃતિરૂપ આ દશ્યમાન જગત્ દેખાય છે તે તમામ્ જડ ચેતન રૂપે ભાસતું સર્વ જગત્ જડ ચેતનાત્મક પુરૂષ અને પ્રકૃતિના યોગથી ઉત્પત્તિ, સ્થીતિ અને લયના રૂપમાં ગોઠવાયલું છે, એટલે એ જગત્ પ્રવાહરૂપે અનાદિ છે એમ માનીએ તો કોઇપણ જાતનો દોષ આવતો નથી. પ્રકૃતિરૂપ જગતમાંથી વિકૃતિરૂપ પ્રત્યેક પ્રાણીને શરીર હોય છે અને તે શરીરરૂપ દેખાવાના કારણરૂપ જે પરમાણુઓ આત્મામાં રહેલા કર્મબીજ પ્રમાણે આકાશમાંથી ખેંચાઇને આત્માની આસપાસ ગોઠવાઇને શરીર રૂપે દેખાય છે તેનો અને આત્માનો સ્થાયી સંબંધ નથી પરંતુ તેતે પરમાણુઓમાં રહેલો એકેક આત્મા આપણા આત્માની સાથે અનાદિ કાળથી મિત્રતા અને શત્રુતાના સંસ્કારો વડે કર્મ બંધનથી બંધાયલો હોવાથી કાળનું બળ પામીને યોગ્ય સમયે પોતાના સૂક્ષ્મ શરીરને સાથે લઇને આપણા આત્મા સાથે જોડાય છે અને જ્યારે જ્યારે તેના કર્મનો વિપાક પૂરો થાય છે ત્યારે ત્યારે તે સુખ કિંવા દુઃખનું ભાન કરાવી શરીરમાંથી છુટો પડી ચાલ્યો જાય છે; એટલે મનુષ્ય જન્મ પછી દરરોજ આત્મા પોતાના આકર્ષણ બળથી અને ખાન પાનના યોગથી ૬૦ ભાગ પરમાણુને નવાં આકર્ષે છે અને ૪૦ ભાગ પરમાણું પોતાનું કર્મ ભોગવીને તે આત્મા સાથેનું ઋણાનુબંધ સમાપ્ત કરીને ખરી જાય છે. જેને આપણે વૃદ્ધિનો કાળ ગણીએ છીએ તે જ્યારે ૨૦ વર્ષની ઉમ્મર પૂરી થાય

ત્યારથી ૫૦ ભાગનું આકર્ષણ થાય છે અને ૫૦ ભાગનો ક્ષય થાય છે. એટલે તેને સ્થિરાવસ્થા કહેવામાં આવે છે, જેમાં મનુષ્ય શરીર સ્થિર થઈ જાય છે પરંતુ જો એ સ્થિરાવસ્થામાં મનુષ્ય પોતાના આહાર વિહારની ચર્યા પાળવામાં ભૂલ કરે તો આકર્ષણ શક્તિ ઘટે છે અને પરમાણુની છુટા પડવાની શક્તિ વધે છે તેથી વૃદ્ધાકાળ જલદી આવી મોત પાસે આવે છે એટલે શરીર અને પ્રાણનો વિયોગ જલદી થાય છે. પરંતુ સ્થિરાવસ્થામાં રીતસર કોઈપણ જાતની ભૂલ કર્યા સિવાયની ચર્યા પાળવામાં આવે તો તે મનુષ્ય ૨૦૦ વર્ષ પર્યન્ત પોતના જીવનને નિરામય સ્થિતિમાં ટકાવી રાખી શકે છે. જો પોતાના પ્રાણને સંયમમાં રાખી તેના વહનને કબજામાં રાખવાની વિદ્યા જાણીને ચર્યા કરવામાં આવે તો આ દેહ અને પ્રાણનો વિયોગ પોતાની ઈચ્છા પ્રમાણે ગમે તેટલા કાળ સુધી ટકાવી શકાય છે. આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે મનુષ્યનું આયુષ્ય કેટલું છે? અથવા મનુષ્ય કેટલા કાળ પર્યંત જીવી શકે છે? અથવા ક્યારે મરણ પામે છે? તેના નિયમિત હદ નથી, પણ મોડું કે વહેલું મરણને આમંત્રણ કરવું તે મનુષ્યની પોતાની મરજી ઉપર છે.

વર્તમાન કાળમાં પૂર્વની વિદ્યા કરતાં પશ્ચિમની વિદ્યાના વિદ્વાનો લાંબું જીવન મેળવવા માટે ભગીરથ પ્રયત્નો કરી રહ્યા છે પરંતુ તેઓ આત્મા, પરમાત્મા અને પ્રકૃતિનો સંબંધ યથાર્થરૂપે નહિ જાણી શકેલા હોવાથી તેનો ક્રમ ગોઠવી શકતા નથી પરંતુ એ વિદ્યાને પૂર્વના શાસ્ત્રમાંથી ગ્રહણ કરી વેદ, વેદાંગ, ઉપનિષદ અને ષટશાસ્ત્રોને સત્યમાની તેમાં કહેલા ગંભીર, ગૂઢ અને બારીક તત્વોનો વિચારદ્વારા અવલંબન કરી, ચાર વર્ણ અને ચાર આશ્રમના ધર્મને જાણી

# પ્રાણી માત્રની ઉત્પત્તિ અને મનુષ્ય શરીરની રચના પર

પોતાની ચર્યાને ગોઠવે તો સંસારમાં ત્રીવિધ તાપથી જે આધી, વ્યાધી અને ઉપાધિ રૂપ દુઃખની અત્યંત નિવૃત્તિ મેળવી શકે, અને જન્મ મરણના ફેરાથી ટળી પોતાના જીવનનું સાર્થક કરે !!


તારીખ ૧૭—૩ ૧૮ રવીવાર

પ્રયોજક
શા. તિલકચંદ તારાચંદ વૈદ્ય—સુરત

લેખક—
ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદી—સુરત




# आयुर्वेद नेबंधमाळा

## (૫)

## ગર્ભોત્પત્તિ અને શરીર રચનાનો ક્રમ.

આ સંસારનો સૃષ્ટિક્રમ તપાસતાં આપણને સ્પષ્ટ રીતે સમજાય છે, કે પ્રાણિમાત્રના ચારે વર્ગો જગત્‌ની ઉત્પત્તિમાં વૃદ્ધિ કરતા જાય છે, તથા કુદરતનો કાયદો પણ એવોજ જણાય છેકે પ્રાણિ માત્રે પોતાની જાતનો વધારો કરવો, એ તેને ફરજ પાડવામાં આવી હોય, એમ જણાય છે. મનુષ્યાદિ સર્વ પ્રાણીને સ્વાભાવિક અંગ જ્ઞાનથી વધારે કામ કરવાને લાયક બનાવવું હોય, તો તેને કેળવણી આપવાની જરૂર પડે છે; પરંતુ વંશ વૃદ્ધિ કરવાનું કાર્ય અંગજ્ઞાનમાં ગણાઇ તેની સ્વાભાવિક પ્રેરણા થાય છે, તેથી વંશ વૃદ્ધિના જ્ઞાનની કોઇપણ જગ્યાએ, કેળવણી મળતી નથી. શરીરના બાહ્ય અને અભ્યંતર અવયવો પરિપક્વ દશાને પામી સર્વ ઇંદ્રિઓ પોત પોતાનું કામ પોત પોતાની મેળે કરવા માંડે છે, તેમ વીર્યને પરિપક્વ દશામાં આવતાં અને રજની શુદ્ધિ થતાં, મેહનઇંદ્રિય સ્વાભાવિક રીતે ઉત્પત્તિક્રમમાં જોડાય છે; જો ક્ષેત્ર શુદ્ધ હોય અને બીજ પરિપક્વ હોય તો વૃક્ષ બળવાન, રસદાર અને કદાવર ઉત્પન્ન થાયે છે, પણ જો ક્ષેત્ર અશુદ્ધ હોય અને બીજ પરિપક્વ થયલું ન હોય તો વૃક્ષ હીનસત્વી, નાજુક અને રસવિનાનું ઉત્પન્ન થાય છે. સૃષ્ટિક્રમના નિયમ પ્રમાણે બીજ અને ક્ષેત્ર એ બે મળવાથી વૃક્ષ ઉત્પન્ન થવું એ સ્વાભાવિક છે, પરંતુ ચારે ખાણના જીવો

પૈકી મનુષ્ય પ્રાણીને અંગજ્ઞાન ઉપરાંત વસ્તુના ગુણ ધર્મ જાણવા માટે, અને તે ધર્મ પ્રમાણે વર્તન રાખીને જગતની શોભામાં અને પોતાની સગવડમાં વધારો કરવા માટે, કર્માનુસારણી બુદ્ધિ અને તમામ પ્રાણિમાત્ર કરતાં સંપૂર્ણ સગવડવાળી દશ ઇંદ્રિઓ હોવાથી, તેણે પોતાના ધર્મ પ્રમાણે ચાલવુંજ જોઇએ.

आहार निद्रा भय मैथुनंच
सामान्य मेतत्पशुभिर्नराणाम्
धर्मो हितेषाँ मधिको विशेषाँ
धर्मेण हीनाः पशुभिः समानाः

આહાર, નિદ્રા, ભય અને મૈથુન મનુષ્ય અને પશુમાં એક સરખી રીતે વર્તે છે, પરંતુ મનુષ્યમાં વિશેષે કરીને ધર્મ એ વધારે છે. અહિઆં ધર્મ એટલે વસ્તુના ગુણ ધર્મને જાણીને, તે પ્રમાણે વર્તીને, પાછું અધોગતિમાં ન જવાય એવું વર્તન, તે ધર્મ, મનુષ્ય માત્રને ફરજીઆત લાગુ પડે છે.

હવે જેમ ખેડુતો બીજની વાવણી કરવા માટે પ્રથમ ક્ષેત્રની શુદ્ધિ કરે છે, અને ક્ષેત્રની શુદ્ધિ થઈ રહયા પછીજ બીજની વાવણી કરે છે; તેમ મનુષ્યે પણ સ્ત્રીરૂપી ક્ષેત્રની શુદ્ધિ થવા માટે તેના તત્વથી પોષાવાનો ભાગ પરિપૂર્ણ અવસ્થામાં આવવા દેવો. એ પરિપૂર્ણ અવસ્થામાં આવ્યો છે કે કેમ ? તે જાણવા માટે વૈદ્ય કે ડૉક્ટરની પરિક્ષાની જરૂર નથી; પરંતુ સ્ત્રીને જયારે રજ ઉત્પન્ન થઇને પ્રત્યક્ષ દેખાય, ત્યારે ગર્ભ ધારણના કાર્ય માટેના અવયવો પરિપક્વ દશાને પામ્યા

છે, એમ સમજી લેવું. જો આ રૂપ ક્ષેત્રમાંથી કોદરા. બંટી, નાગલી બાવટો અને સામો વગેરે ખડધાન્ય રૂપી બાળકની ઉત્પત્તિ કરવી ન હોય, તો તે ક્ષેત્રને વધારે શુદ્ધ કરવાનો અને તે જમીનનું બળ વધારવાનો ઉદ્યોગ કરવો જોઇએ અને તે મનુષ્યના હાથમાં રહેલો છે; સ્ત્રીને રજોદર્શન પ્રાપ્ત થયા પછી ૩૬ વાર રજોદર્શન આવી જાય ત્યારે જાણવું કે, આ સ્ત્રીરૂપ ક્ષેત્રમાં હવે ખડ ધાન્ય જેવી તુચ્છ પ્રજા ઉત્પન્ન થશે નહિ; પરંતુ અન્ન, ફળ, અને ફુલ, રૂપી ઉત્તમમાં ઉત્તમ મનુષ્યરત્નની ઉત્પત્તિને લાયક એ ક્ષેત્ર થએલું છે. તે પછી પુરૂષે પણ પોતાના બીજને કોઇપણ જાતનો સડો લાગુ ન પડે, અને તેમાંનું ઓજસ નાશ નહિ પામે, તેટલા માટે પોતામાં પરિપકવ દશા ઉત્પન્ન થાય ત્યાંસુધી તે બીજનું વિધિપૂર્વક રક્ષણ કરી, પછી ક્ષેત્રમાં વાવવાના પ્રયત્નમાં જોડાવું. એની પણ ક્ષેત્રની પેઠેજ પરીક્ષા કરવાની છે. એટલે કે, જ્યાં સુધી દાઢી અને મૂછના વાળ ઉગી, તે ભરાઉ દશાને પામી સુશોભિત બને નહિ ત્યાંસુધી વીર્ય પરિપકવ અને શુદ્ધ બન્યું નથી એમ સમજી તેનું રક્ષણ કરવું. અને એટલા માટે આયુર્વેદાચાર્યોએ કહ્યું છે કેઃ—

द्वाविंसतिमेवर्षे पुमान्नारिवु षोडशे

समत्वागतावियतौ, जानियात् कुशलोभिषक्

બાવીશ વર્ષના પુરૂષ અને સોળ વર્ષની કન્યામાં પરિપકવ, શુદ્ધ અને ઉત્તમ સંતતિ ઉત્પન્ન કરનારાં રજવીર્ય બને છે. હે વૈદ્ય, ઉત્તમ ફળની આશા રાખનારા ગૃહસ્થોને આ પ્રમાણે આયુર્વેદની આજ્ઞાનું શ્રવણ કરાવો. એવા પરિપકવ દશામાં આવેલાં બીજ અને ક્ષેત્રનાં

ધારક મનુષ્યો સુરત સમાગમમાં આવે છે કે તેજ વખતે ગર્ભની સ્થાપના થાય છે; પરંતુ તે ગર્ભમાં સ્ત્રી લિંગ કે પુંલિંગ વા નપુંસક લિંગની સ્થાપના કરવી, એ મનુષ્યોના હાથમાં છે ? કે કુદરતના હાથમાં છે, ? તે બાબતમાં જુદા જુદા આચાર્યોનો જુદો જુદો મત છે

आधिक्ये रजसः कन्या पुत्रःशुक्राधिके भवेत्

नपुंसकं समत्वेन यथेच्छा पारमेश्वरी:

મૈથુનકાળ વખતે જ્યારે વીર્યસ્ખલિત થઈ રજમાં મળી ગર્ભ-શય્યામાં ગર્ભરૂપે સ્થિત થાય છે, ત્યારે જો રજનો ભાગ વિશેષ હોય, તો તે ગર્ભમાં કન્યા ઉત્પન્ન થાય છે, અને જો વીર્યનો ભાગ અધિક હોય તો તે ગર્ભમાં પુત્ર ઉત્પન્ન થાય છે; પરંતુ રજ અને વીર્ય એ સરખાં હોય તો નપુંસક ઉત્પન્ન થાય છે. એ ત્રણે લિંગના ગર્ભને ઉત્પન્ન થવામાં ઇશ્વરેચ્છા પ્રબળ છે, તેમાં મનુષ્યનું કાંઈ ચાલતું નથી," આ પ્રમાણે મહર્ષિ શારંગધરાચાર્યનું કહેવું છે; પરંતુ મનુષ્ય શરીરના સ્થુળ, સૂ મ અને કારણ દેહનો વિચાર કરતાં, જાગૃત, સ્વપ્ન, સુશુપ્તિ અને તુર્યાવસ્થાનું અવલોકન કરતાં તથા પરા, પશ્યંતિ, મધ્યમાં અને વૈખરી વાણીનો ક્રમ તપાસતાં એવું જણાઈ આવે છે કે સ્વેદજ, ઉદ્ભિજ, જરાયુજ અને અંડજ ખાણના જીવોનો પરમેશ્વરે પોતાની શક્તિથી જે ક્રમ ગોઠવેલો છે, અથવા કુદરતના નિયમ પ્રમાણે જે ક્રમ ગોઠવાયલો છે, તેમાં અમુક કાળે અમુક ફેરફાર કરવા માટે ઇશ્વરને ઇચ્છા પ્રદર્શિત કરવી પડતી નથી, કેમકે ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, જ્ઞાન, સુખ, દુઃખ,એ આત્માના લિંગ છે. પરમેશ્વર તો નિર્વિકલ્પ નિરાકાર, અખંડ અને સચ્ચિદાનંદ છે, તે વાતવાતમાં પોતાની ઇચ્છાને

આધિન થાય એ અસંભવિત છે. જો ઇશ્વરની ઇચ્છા માનીએ તો દ્વેષ, પ્રયત્ન, સુખ અને દુઃખનું આરોપણ ઇશ્વરમાં કરવું પડે, તો પછી પાપ અને પુન્યથી સ્વર્ગ અને નર્ક રૂપ કર્મના ફળને આત્મા ભોગવી શકે છે, એ વ્યવસ્થા તુટી જાય. એ પરથી જણાય છે, કે આત્મા અર્થાત પ્રાણિમાત્રને પોતાની ક્રિયા કરવામાં સ્વતંત્રતા મળેલી છે. તેથી તેઓ મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારરૂપ અંતઃકરણ તથા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ એ પાંચ માત્રાઓ સહીત નવ તત્વના વાંસના લિંગ વડે જેવી જેવી સગવડવાળી ઇંદ્રિઓ મેળવી શકેલા હોય, તેવી તેવી રીતની પોતાની અનુકુળતા પ્રમાણે ક્રિયા કરે છે. એ ઉપરથી એટલું સિદ્ધ થાય છે, કે મનુષ્યે પોતાને મળેલું પશુ પ્રાણીઓ કરતાં વિશેષ ધર્મ જાણવાનું જ્ઞાન, તથા સાધનનો ઉપયોગ કરીને જગતની રચનામાં શોભારૂપ. જગતની વ્યવસ્થામાં સ્થાયીપણું લાવવારૂપ, જગતના પ્રાણી માત્રને આનંદ ઉપજાવવા રૂપ પોતાના વાંસના લિંગથી મળેલાં સાધનનો યોગ્ય ઉપયોગ કરી, જગતના ભૂષણ રૂપ મનુષ્ય રત્નની ઉત્પત્તિ કરવી. તે ઉત્પત્તિ કરવા માંટે આયુર્વેદા ચાર્યોએ તથા જ્યોતિર્વિદાચાર્યોએ અને યોગાચાર્યોએ પોતાના જ્ઞાને કરીને જોઇ વિચારીને પ્રણાલિકા ગોઠવી છે તેને જોઇને, વિચારીને, સમજીને મનુષ્યો પોતાનું વર્તન ચલાવી, પોતાના ધર્મને જાણી, જગતની ઉત્પત્તિમાં સારરૂપ મનુષ્યની વૃદ્ધિ કરવાનો પ્રયત્ન કરે, તોજ તેના મનુષ્ય જન્મની સાફલ્યતા ગણાય; પરંતુ મનુષ્ય ધર્મને છોડી, પશુવૃત્તિ એટલે પશુધર્મને અવલંબીને જગતના પ્રવાહમાં વહન કરી, પોતાના સારરૂપ ઓજસવાળા વીર્યને ગુમાવી દે તો તે પશુ કરતાં પણ અધોગતિને પામે એમાં કાંઇ આશ્ચર્ય નથી. શારંગધરાચાર્યનું

કહેવું એટલે સુધી તો ખરૂં છે, કે અધિક વીર્યથી પુત્ર, અધિક રજથી કન્યા અને સમાન રજ વીર્યથી નપુંસક થાય છે. એટલું કબુલ રાખ્યા પછી એ વિષયને પુરૂષો તથા સ્ત્રીઓના સ્વાધિનમાં કેટલે દરજ્જે મુકવામાં આવ્યો છે, તેનું વિવેચન હવે પછી કરવામાં આવશે, તેમાં પ્રથમ ગર્ભાધાનનો કાળ નિશ્ચય કરવાની જરૂર છે. જુદા જુદા દેશોમાં જુદાં જુદાં વાતાવરણો હોવાથી તેનો કાળ જુદો જુદો ગણવામાં આવે છે, કાળ વિત્યા પછી ભલે ગર્ભાધાન થાય; પરંતુ તે કાળ પહેલાં ગર્ભાધાન કોઇ પણ ઠેકાણે થતું નથી. આપણો દેશ ઉષ્ણ કટિબંધ વાળો હોવાથી સ્ત્રીઓને ઋતુધર્મ બીજા દેશો કરતાં વહેલું આવે છે, છતાં આ દેશમાં ઋતુધર્મની વાટ નહિ જોતાં ઘણે ભાગે પુરૂષ સમાગમમાં સ્ત્રી વહેલી આવી જાય છે. ઘણા લાંબા વખતથી આપણા દેશે સ્વતંત્રતા ગુમાવેલી હોવાથી અને પરદેશીઓનો અમલ થવાથી, તે લોકોએ પોતાની વિષય વાંસના તૃપ્ત કરવા સારૂ આપણા દેશની સ્ત્રીઓને બળાત્કારે ભ્રષ્ટ કરવાથી તે વખતના આચાર્યોએ કાળમાનનો વિચાર કરી, એક "શીઘ્રબોધ" નામનો ગ્રંથ લખી આયુર્વેદને અનુસરતો એક શ્લોક બનાવી બાળ લગ્નનો રિવાજ દાખલ કર્યો; જેથી પ્રાચીન શાસ્ત્રો પ્રમાણે લગ્નમાં ચરભક્ષણ કર્યા પછી "ચતુર્થે અન્હિ" એટલે ચોથે દિવસે ગર્ભાધાન કરવાનો રીવાજ હતો, તેનો અટકાવ થયો; અને ગર્ભાધાન કરવાના કાળની હદ તુટી ગઇ; જેથી સ્ત્રી પુરૂષોની ધ્યાનમાં આવે તેમ, પુરૂષની સ્ત્રી ભોગ્ય હોવાથી પુરૂષની મરજી પ્રમાણે રજો ધર્મ પ્રાપ્ત થતાં પહેલાં સમાગમમાં આવવાની રૂઢી દાખલ થઇ એટલે શાસ્ત્ર રૂઢી બલીયસી" શાસ્ત્ર કરતાં રૂઢી બળવાન થઇ પડી. આપણા દેશમાં શાસ્ત્રકારોએ જન સમાજની વ્યવસ્થા રાખવા સારૂ તથા જનસમાજના આરોગ્ય,

ઐશ્વર્ય અને આયુષ્યની શુદ્ધ વ્યવસ્થા રહેવા સારૂ જુદી જુદી રીતના શાસ્ત્રો રચી જે મર્યાદા બાંધેલી છે, તે તમામ શાસ્ત્રો, રૂઢીના બળ આગળ નિર્બળ થયલાં જણાય છે. ઉપર કહ્યું તેમ " શીઘ્ર બોધ " નામના ગ્રંથમાં આપદ્કાળને માટે એક વચન લખી, લગ્નનો કાળ નક્કી ઠેરવી, બાળલગ્નની રૂઢી દાખલ કરી તેની મતલબ એવી હતી કે આ બંધાયું ધાનો કાળ બદલાયા પછી શાસ્ત્ર પ્રમાણે વર્ણ અને વર્ણાશ્રમની અસલ મર્યાદાપર આવી શકાશે; પણ તેમ નહિ બનતાં તે શ્લોકમાં લખ્યા પ્રમાણેઃ—

अष्टवर्षाभवेत् गौरी नव वर्षात्तु रोहिणी

दशवर्षा भवेत् कन्या अतः उर्ध्वं रजस्वला

આ શ્લોક ઉપરથી એવું ઠરાવવામાં આવ્યું અથવા રૂઢીમાં એવું દાખલ થઇ ગયું, કે દશ વર્ષ પછી આને રજોધર્મ દેખાય અથવા નહિ દેખાય તોપણ તેને રજસ્વળા ગણવી; અને જે માબાપો અથવા વાલીઓ એ પ્રમાણે નહિ માને તે નર્કના અધિકારી થશે. તેઉપરથી મોડામાંમોડું અગિઆરમે વર્ષે કન્યાદાન આપવુંજ જોઇએ એવી રૂઢીનું બંધન સખત બંધાઇ ગયું. પણ આપણે આયુર્વેદનું જ્યારે " શારીર શાસ્ત્ર " તપાસીએ છીએ ત્યારે તેમાં સ્ત્રીના ગર્ભસ્થાનની વ્યવસ્થાનું અને ગર્ભને ધારણ કરવા માટે વીર્યને આકર્ષનારી જે શીરાઓનુ વર્ણન કરવામાં આવ્યું છે, તેનું અનુસરણ કરતો આ શ્લોક છે. એ શ્લોકના ચોથા ચરણને જરા તપાસીએ તો જણાશે કે " अतः उर्ध्वं रजस्वला " એટલે એ પછીનો કાળ રજસ્વલા થવા મારેનો છે, પણ એથી એવું સિદ્ધ થતું નથી કે દશવર્ષ પૂરાં થયાં

એટલે સ્ત્રીને રજસ્વળા ગણવીજ! એતો માત્ર:ગર્ભાધાન સંસ્કારને માટે જે નાડીઓનું પ્રકટીકરણ થવું જોઇએ, તે નાડીઓના પ્રકટીકરણનો વિષય છે; જેમ—

મનોભવાગારમુખે ऽबलानां तिस्रो भवंति प्रमदाघनानाम्
समीरणा चंद्रमुखीच गौरी विशेष मासा प्रवर्णयामि.

કામ ગૃહના મુખને વિષે સ્ત્રીજનોને ત્રણ પ્રકારની નાડીઓ હોય છે, તેમા એક સમિરણા બીજી ચંદ્રમુખી અને ત્રીજી ગૌરી એના એહનું વર્ણન હવે હું કરું છું

प्रधानभूता मदनांतपत्रे समीरणानाम विशेष नाडी:
तस्यामुखे यत् पतितंतु वीर्यं, तन्निष्फलं स्यादिति चंद्रमौलि:

મદનરૂપી છત્રમાં પ્રધાનભૂત એવીજે સમીરણા—નામની વિશેષ નાડી છે, તેના મુખમાં જે વીર્ય પડે તે નિષ્ફળ થાય એમ ચંદ્રમૌલી નામનો આચાર્ય કહે છે.

या चापरा चद्रमसीच नाडी
कंदर्पगहे भवति प्रधाना
सा सुंदारी योषित मेव सूंते
साध्यामवदल्प रतोत्सवेषु

જ્યારે કામગૃહમાં ચદ્રમસી નામની નાડી પ્રધાનભૂત થયલી હોય, અને તેમાં જો વીર્ય પડે તો તે સ્ત્રીના ગર્ભમાં કન્યાજ ઉત્પન્ન થાય છે અને તે સંભોગના થોડા ઉત્સવમાં સિદ્ધ થઇ શકે છે.

गौरीति नाडी यदुपस्थ गर्भे
प्रधानभूता भवति स्वभावात्
पुत्रं प्रसूते बहुधाङ्गनासा
कष्टावभोग्यो सूरतो पविष्टा

સ્ત્રીની ઉપસ્થ ઇંદ્રના ગર્ભસ્થાનમાં ગૌરી નામની નાડી જો પ્રધાનભૂત થયલી હોય તેના મુખમાં વીર્ય પડે, તો તે સ્ત્રી પુત્રને ઉત્પન્ન કરે છે અને તેનો સુરત સમાગમનો વખત વધારે લાગે છે.

આ પ્રમાણે "શારીરશાસ્ત્ર"નો અભિપ્રાય જોતાં અને "શીઘ્ર બોધ"માં લખેલો શ્લોક જોતાં સમજાય છે; કે સ્ત્રીને આઠમે વર્ષે ગૌરી નામની નાડીનો ઉદય થાય છે તથા નવમે વર્ષે રોહિણી અર્થાત ચંદ્ર-મસી નાડીનો ઉદ્ભવ થાય છે, અને તે પછી શમીરણા નાડી ઉત્પન્ન થાય છે. ત્રણ નાડીઓ પરિપક્વપણાને પામે છે એટલે તે સ્ત્રીને ઋતુ ધર્મ દેખાય છે. તે ઋતુધર્મ દેખાયા પછી ૩૬ વાર રજોદર્શન દેખાય તે દરમિઆનમા ગર્ભાધાન કરવામાં આવે તો વ્યાજબી ન ગણાય. આપણે વિચાર કરવો જોઇએ કે બાળલગ્નની રૂઢી ઘણાં જુલ્મી રાજ્યમાં આપણે બળાત્કારથી દાખલ કરવી પડી છે; પરંતુ વર્તમાન કાળમાં આપણી ઉપર ન્યાયી, દયાળુ, વિદ્વાન તથા મનુષ્યમાત્રના સામાન્ય હકોને સ્વતંત્રપણે ભેગવતા જોઇ રાજી થનાર બ્રિટિશ પ્રજાનું રાજ્ય છે, તેવા વખતમાં રૂઢીના બંધનથી છુટીને આયુર્વેદના ધર્મ સિદ્ધાંત પ્રમાણે આપણે આપણી મનુષ્ય જાતિને પશુવૃત્તિમાંથી બહાર કાઢી મનુષ્યવૃત્તિ અથવા દેવવૃત્તિમાં જોડ-

વાનો પ્રયત્ન નહિ કરી શું તો આપણું દુર્ભાગ્યજ ગણાશે. આયુર્વેદે આપણને પોકારી પોકારીને કહયું છે, કે જો તમે જેમ જેમ બાળા સ્ત્રીમાં ગર્ભાધાન કરશો તો તમારી–

जातोवान चिरंजीवेत् जीवेदत्यंत दुर्बलः
तस्मात् अत्यंत बालायां गर्भाधानं न कारयेत्

જો જેમ જેમ અત્યંત બાળા સ્ત્રીમાં ગર્ભાધાન કરવામાં આવે તો તેમ તેમ બાળક અત્યંત દુર્બળ ઉત્પન્ન થાય અથવા બીલકુલ ગર્ભ ધારણ થઇ શકે નહિ. તેટલા માટે અત્યંત બાળા સ્ત્રીમાં ગર્ભાધાન કરવું નહિ, એવો સ્પષ્ટ ઉલ્લેખ છતાં ઋતુ ધર્મ પામીને ક૯ વાર રજો દર્શન આવી ગયા પછી ગર્ભાધાન કરવાની વાત તો દુર રહી પણ રજોદર્શનની વાટ જોયા વિના જે પુરૂષો સ્ત્રીઓના સંબંધમાં આવે છે તે ગર્ભસ્થાન તથા ગર્ભશય્યા કે જે સુકુમાર કોમળ અવસ્થામા હોય છે તેને કેવું નુકસાન કરે છે.? તથા એ અવયવોને કેવા છિન્ન ભિન્ન કરી નાંખે છે.? અને એ અવયવો બગડયા પછી અથવા બગડવાથી સ્ત્રીને જુદી જુદી જાતના (વંધ્યાપો, ગર્ભગલન, મૃતવત્સા, કાકવંધ્યા પ્રદર, ક્ષય, વગેરે)અસાધ્ય રોગોમાં ડુબી જવું પડે છે! અને સ્ત્રીઓનાં જે ટુંકી ઉમ્મરમાં અકાળ મૃત્યુ થાય છે તેનું કારણ માત્ર ગર્ભાધાન કરવાની ઉતાવળ સિવાય બીજું કાંઇજ નથી.

આપણે આટલે સુધી જે વર્ણન કરતા આવ્યા તે શારંગધરાચાર્યના અભિપ્રાય પ્રમાણે "યથેચ્છા પરમેશ્વરી"ના નિયમ પ્રમાણે પુત્ર કે કન્યા ઉત્પન્ન થવી એ ઇશ્વરી ઇચ્છાને આધિન છે તેને પુષ્ટિ આપવા બરોબર કહેવાયું છે, પરંતુ હવેથી મનુષ્યો એ વિષયમાં

કુદરતના નિયમને પોતાના સંયમથી કેવી રીતે ફેરફાર કરી શકે છે અને પુત્ર કે કન્યા, પોતાની ઇચ્છા પ્રમાણે મનોનિગ્રહથી શી રીતે ઉત્પન્ન કરી શકે છે? તેનું વર્ણન કરવામાં આવે છે.

( युग्मासु पुत्रा जायंते

स्त्रियो ऽ युग्मासुरात्रिषु )

અર્થાત સ્ત્રી અને પુરૂષ પોતાના મન ઉપર અંકુશ રાખી ઋતુસ્નાત્ થયા પછી બેકી રાત્રિમાં એટલે ચોથી, છઠ્ઠી, આઠમી, દશમી, બારમી, ચૌદમી અને સોળમી રાત્રિમાં ગર્ભાધાન કરે તેને પુત્રરત્નના પ્રાપ્તિ થાય છે, અને જે સ્ત્રી પુરૂષોને કન્યા રત્નની ઇચ્છા હોય તેણે પાંચમી, સાતમી, નવમી, અગિઆરમી, તેરમી અને પંદરમી રાત્રિએ ગર્ભાધાન કરવું. સોળ રાત્રિ પછી ગર્ભાધાન કરવામાં આવે તો ગર્ભ રહેવાનો સંભવ નથી. એટલે આવી રીતનું વર્તન રાખવાથી જ્યારે પુત્ર કે પુત્રી ઉત્પન્ન કરી શકાય છે, તો તેમાં ઇશ્વરની ઇચ્છા માનવાનું કારણ નથી. હવે પ્રશ્ન એ થાય છે કે જ્યારે આ પ્રમાણે થાય તો પછી ચંદ્રમૌલી નામના આચાર્યે જે ચંદ્રમુખી, ગૌરી, અને સમીરણા નામની નાડીમાં વીર્ય પડવાથી જે પુત્ર કે કન્યા ઉત્પન્ન થવાનું લખ્યું છે તેનું કેમ ? એ પ્રશ્નના ખુલાસામાં આપણે યોગશાસ્ત્ર અંતરગત સ્વર શાસ્ત્રનો વિચાર તપાસવો પડશે. સ્વરશાસ્ત્રમાં ચોખ્ખા શબ્દોમાં લખવામાં આવ્યું છે કે જે સમયમાં પુરૂષની સૂર્ય નાડી એટલે જમણી નાસિકાનું વહન થતું હોય તે સમયમાં સુરત સમાગમમાં જોડાઇ ગર્ભાધાન કરવામાં આવે તો તે સ્ત્રીને પુત્રનો ગર્ભ રહે છે. અને ચંદ્રનાડી એટલે ડાબી નાસિકામાં સ્વર ચાલતો હોય તે

અવસ્થામાં ગર્ભ ધારણ કરવામાં આવે તો પુત્રી ઉત્પન્ન થાય છે અને સુષુમણા એટલે બેઉ નસકોરામાંથી વાયુ વહેતો હોય તો નપુંસક ગર્ભ ઉત્પન્ન થાય છે. આ વાતને પુષ્ટિ આપનારી હકીકત અંગ્રેજી ભાષામાં લખાયલા " એરિસ્ટોટલ " નામના પુસ્તકમાં એવી રીતે લખવામાં આવી છે કે પુરૂષના ડાબા અંડકોષને કાપી નાંખી જમણા અંડકોષને બચાવ્યા પછી તે પુરૂષથી જેટલા ગર્ભ ધારણ થયા છે સર્વમાં પુત્રજ ઉત્પન્ન થયા. તેવીજ રીતે ડાબા અંડકોષને બચાવી, જમણા અંડકોષને કાપી નાંખી પછીથી જે ગર્ભો ઉત્પન્ન થયા તે ગર્ભમાં કન્યાજ ઉત્પન્ન થઇ; એટલે આયુર્વેદમાં કહેવામાં આવ્યું છે કે વૃષણો એટલે અંડકોષ, એ વીર્યનું આધારભૂત સ્થાન છે અને વાંસનાલિંગના બળથી વીર્યનું ચલન થઇ ઉપસ્થ ઇંદ્રિમાં આવવાથી મેહનદ્વારાએ ગર્ભમાં તે વીર્ય પહોંચે છે. અનુભવસિદ્ધ બાબત એવી છે કે જ્યારે સ્ત્રી અને પુરૂષ એકજ સ્થળે મળે છે ત્યારે જો પુરૂષનો જમણો સ્વર ચાલતો હોય તો સ્ત્રીનો ડાબો સ્વરજ ચાલે છે. અને પુરૂષનો ડાબો સ્વર ચાલતો હોય તો સ્ત્રીનો જમણો સ્વરજ ચાલે છે; એટલે પુરૂષનો જમણો સ્વર (સૂર્ય) ચાલતો હોય ત્યારે સ્ત્રીનો ડાબો સ્વર (ચંદ્ર) ચાલે, તે વખતમાં પુરૂષનાં જમણા અંડકોષમાંથી વીર્ય ચલિત થઇ સ્ત્રીની ગૌરી નામની નાડીમાં સ્ખલિત થાય છે, જેથી પુત્રની ઉત્પત્તિ થાય છે. તેવીજ રીતે પુરૂષને ચંદ્રનાડી (ડાબી) ચાલતી હોય અને સ્ત્રીને સૂર્યનાડી (જમણી) ચાલતી હોય તો પુરૂષના ડાબા અંડનું વીર્ય ચલિત થઇ પુત્રીના ગર્ભને ઉત્પન્ન કરે છે, પરંતુ પુરૂષના બેઉ નાકમાંથી સ્વર વહેતો હોય તે વખતે સ્ત્રીના પણ બેઉ નાકમાંથી વહે છે જેથી પુરૂષના બેઉ

અંડકોષમાંથી વીર્ય ચલિત થઈ, સ્ત્રીની ચંદ્રમુખી અને ગૌરી બેઉ નાડીમાં પ્રવેશ કરી ગર્ભશય્યામાં પહોંચવાથી નપુંસક ગર્ભની ઉત્પત્તિ થાય છે; તેમાં જો ચંદ્રમસિ વધારે વીર્યને ખેંચે તો કન્યા નપુંસક ઉત્પન્ન થાય છે અને જો ગૌરી વધારે વીર્યને ખેંચી જાય તો પુત્ર નપુંસક ઉત્પન્ન થાય છે. આ વાતથી નીર્વિવાદ સિદ્ધ થાય છે કે ત્રણ લીંગ પૈકી કોઈ પણ લીંગનું મનુષ્ય પ્રાણી ઉત્પન્ન કરવું એ મનુષ્યના પોતાનાજ હાથમાં છે, એટલા માટે પતિ પત્નીએ કે જેઓ ઉત્તમ સંતતિ ઉત્પન્ન કરવાની ઈચ્છા ધરાવતાં હોય તેઓએ પોતાના શરીરની, મનની અને ઇંદ્રિઓની આરોગ્યતા સાચવી એકી અથવા બેકી તિથીઓને નક્કી કરી ઋતુ કાળના સમયમાં જયારે ઉલ્કાપાત વિનાનો, વિપ્લવ વિનાનો, ક્રાન્તિ વિનાનો, ઉપાધિ વિનાનો, શોકવિનાનો અને મનને આનંદદાયી દિવસ હોય તે વખતે પ્રસન્નમનથી કોઈ પણ જાતના ક્ષોભવિના આનંદપૂર્વક સ્ત્રી સેવન કરવું, તથા આવી રીતે એકજ વાર સ્ત્રી સેવન કર્યા પછી એક માસ પર્યન્ત એટલે ફરી ઋતુ ધર્મ દેખાય નહિ ત્યાં સુધી બ્રહ્મચર્ય પાળવું. જો બ્રહ્મચર્ય પાળવામાં ન આવે તો ગર્ભના દ્વારનું મંથન થવાથી ગર્ભશ્રાવ થવાનો સંભવ છે. ગર્ભ રહયા પછી તજવા જેવી બાબતનો ત્યાગ કરવાના હેતુથી તે સ્ત્રીને તરત ગર્ભ રહયો છે એવું જાણવાને માટે વીર્ય અને રૂધીરનો યોનીદ્વારા શ્રાવ થાય નહિ, શરીરને થાક લાગ્યા જેવાં ચિન્હો જણાય, સાથળનો ભાગ પાતળો દેખાય, તૃષા લાગે અને યોનીમાં સ્ફુરણ ઉપજે તો જાણવું કે ગર્ભ રહયો છે; ગર્ભ રહેતી વખત જેવો આહાર, જેવો આચાર અને જેવી ચેષ્ટાથી યુકત હોઇને સ્ત્રી પુરૂષ સમાગમ કરે છે તેવાજ આહાર,

આચાર અને ચેષ્ટાવાળો ગર્ભ ઉત્પન્ન થાય છે. ગર્ભાશયમાં રહેલું વીર્ય, આર્ત્તવ, તેમાં પ્રકટ થયલો જીવ, વિકાર સહિત પ્રકૃતિ એ સર્વને ગર્ભ એવી સંજ્ઞા આપી છે; એ ગર્ભ જ્યારે કાળે કરીને વૃદ્ધિ પામે છે ત્યારે અંગ અને ઉપાંગથી સંયુક્ત થાય છે તેને મુનિઓ શરીરી (શરીરવાળો) કહે છે. તે ગર્ભના અંગ તથા ઉપાંગ સુશ્રુત શાસ્ત્રમાંથી જાણીને પ્રથમ મસ્તકથી આરંભીને કહીએ છીએ. પ્રથમ અંગ માથું છે તેના ઉપાંગ કેશ, માથામાં રહેલું મગજ, લલાટ, બંને ભમર, બે નેત્ર, તેમાં બે કીકીઓ છે તે, બે દ્રષ્ટિ, બે કૃષ્ણ ગોલ, કૃષ્ણ ગોલના આસપાસના બે શ્વેત ભાગ, બે પોપચાં, બે પાંપણો, બે અપાંગ, બે લમણા, બે કાન, કાનની બહારના બે પોલાણની આસપાસનો ભાગ, બંને કાનની પાળીઓ, બે ગાલ, નાસિકા, બંને હોઠ, બે ગલોફાં, મુખ, તાળવું, બંને જડબાં, દાંત, દાંતની આસપાસનું માંસ, વેંટન (અવાળુ) જીભ. હડપચી, ગળું, એટલાં ઉપાંગ માથામાં ગણાય છે. બીજું અંગ ડોકું છે જે વડે માથું ધારણ કરી શકાય છે. ત્રીજું અંગ બંને બાહુ (હાથ) છે. તેના ઉપાંગ બંને બાહુ ઉપર ખભા છે, તેની નીચે બે બગલ, તેની નીચેનો ભાગ કોણી, તથા બંને પ્રકોષ્ટ, બે મણીબંધ (કાંડાં) હાથની હાથેલી પછી હાથેલીનો પાછળનો ભાગ, બે હાથ, તેની દશ આંગળીઓ, તેના નખ, નખમાં પણ દશ સ્થાપ્ય (નહિ કાપવાના) તથા દશ છેદ્ય (કાપવાના) કહેલા છે.

ચોથું અંગ છાતી છે. તેનાં ઉપાંગ પુરૂષ તથા સ્ત્રીને બે બે સ્તન છે તે બંનેના સ્તનમાં ફેર એ છે કે સ્ત્રીને જુવાની આવે છે ત્યારે તેનાં સ્તન માંસ પુરિત થાય છે તથા જ્યારે ગર્ભવતી હોય અને તે પ્રસૂત થાય ત્યારે તે બે સ્તન દૂધથી ભરાય છે. છાતીની

અંદર તે પાસે હૃદય છે તે કમળ સરખું તથા નીચા મોઢાનું છે. મનુષ્ય જાગતો હોય ત્યારે તે ખીલેલું રહે છે અને ઉંઘે છે ત્યારે તે બીડાઇ જાય છે. તે હૃદય જીવનું સ્થાન છે માટે તે જ્યારે તમો ગુણથી વ્યાપ્ત થાય છે ત્યારે પ્રાણીઓ સૂઈ જાય છે. હૃદય ચેતનાનું સ્થાન છે એમ કહેવામાં એ અભિપ્રાય છે કે કેશ, લોમ, નખના અગ્રભાગ, મળ, એ વિના બાકીનો ઇંદ્રિઓ સહિત દેહ અને મન એ ચેતનાનું સ્થાન છે, અને એટલા માટે "ચરકે" આખું શરીર ચેતનાનું સ્થાન છે, એમ કહ્યું છે. પણ સર્વ કરતાં હૃદય, વિશેષે કરીને ચેતનાનું સ્થાન છે એમ જાણવું. કાખ અને છાતીની વચ્ચેના સાંધાને જત્રુ કહે છે. તે બે જત્રુ અને બે જે કાખ કહેલી છે તેના બે વંક્ષણ બનેલાં છે. પાંચમું અંગ ઉદર (પેટ) છે. છઠ્ઠું અંગ બે પાસાં છે. અને સાતમું અંગ બરડાની કરોડ સુદ્ધાં બરડો છે. તેનાં ઉપાંગ રૂધીર થકી પ્લિહા ઉત્પન્ન થઈ છે તે રક્તવહેનારી શીરાઓનું મૂળ છે. હૃદયની નીચે ડાબે પાસે ફેફસું છે, તે રૂધીરના ફીણથી ઉત્પન્ન થયું છે. હૃદયની નીચે જમણે પાસે યકૃત આવેલું છે તે રૂધીરથી ઉત્પન્ન થયલું અને રંજકપિત્તનું સ્થાન છે. હૃદયની નીચે જમણે પાસે કલોમ આવેલું છે તે જળ વહેનારી શીરાઓનું મૂળ છે, જેથી તૃષાનું આચ્છાદન થાય છે.

કલોમનું બીજુંનામ તિલક છે અને તે વાયુ તથા રૂધીરથી ઉપજેલું " વૃદ્ધ ભાગ્ભટ્ટ " કહે છે. વાયુ સાથે મળેલા રકતથી કાળજું ઉત્પન્ન થયું છે. મેદ અને રૂધીરના સાર વડે બંને અંડકોષ બનેલા છે,' તથા તે જઠરમાં રહેલા મેદને પુષ્ટિ કરનારા છે. વિદ્વાન પુરૂષોએ પુરૂષના આંતરડાં સાડાત્રણ વામ લાંબાં કહેલાં છે. સ્ત્રીઓનાં આંતરડાં

તે કરતાં અર્ધી વામ કમી (નાનાં) છે. ઉંદુક, કટિ, ત્રિક ( બરડાની કરોડનો છેડો ) પેઢુ, જાંગના બને સંધી, મોટા આયુના અંકુર તે વીર્ય અને મૂત્રનું સ્થાન છે. સ્ત્રીના ગર્ભાષયમાં ગર્ભનું આધાન પણ તેજ કરે છે. શંખની નાભી સમાન યોનિ છે તથા તેને ત્રણ આવર્ત છે, તેના ત્રીજા આવર્તમાં ગર્ભને રહેવાનું સ્થાન છે. કફ, રૂધીર અને મેદના તત્વથી વૃષણ બનેલા છે તે વીર્યને વહન કરનારી શીરાના આધારભૂત છે અને પુરૂષત્વને આપનાર છે. સર્વ કોઇની ગુદાનું માપ સાડાચાર આંગળ છે તથા તેમાં શંખના આવર્ત સરખા ત્રણ આવર્ત છે. પંડિતોએ ગુદાનું મુખ અર્ધા આગળ પ્રમાણનું માનેલું છે. મળનો ઉત્સર્ગ કરવાના માર્ગરૂપ આ ગુદાસ્થાન શરીરમાં નિર્માણ કરેલું છે. પુરૂષને જે પ્રોથ એટલે ઢગરાં કહેવાય છે તેજ સ્રીને નિતંબ કહેવાય છે. ઢગરાંની ઉપર તથા કરોડની નીચે બે બાજુએ જે ખાડા હોય છે તે કકુંદર કહેવાય છે. બને સાથળો આઠમું અંગ છે તેના ઉપાંગો બંને ઘુંટણ, બંને પીંડીઓ, બે જાંગો, બે ઘુંટી, બે પગની પાટલીઓ, બે પગની એડીઓ, બે પગ, તેની દશ આંગળીઓ, અને તેના દશ નખ છે. એ પ્રમાણે શરીરના આઠે અંગનું સંક્ષેપમાં વર્ણન કર્યું છે. હવે ગર્ભમાં કયું અંગ પ્રથમ ઉત્પન્ન થાય છે? તે વિષે લખવામાં આવે છે.

સોનક કહે છે કે સઘળા અંગોમાં પ્રથમ માથું ઉત્પન્ન થાય છે કારણકે મુખ્ય ઇંદ્રિયો માથામાંજ થાય છે. કૃતવીર્ય મુનિ કહે છે કે પ્રથમ હૃદય ઉત્પન્ન થાય છે કારણ કે મનનું અને ઇંદ્રિઓનું સ્થાનક હૃદય કહેવાય છે. પારાશર મુનિ કહે છે કે પ્રથમ નાભી ઉત્પન્ન થાય છે કે જેમાં રહીને પ્રાણ ગરમીની સહાયતાથી દેહને વધારે છે.

માર્કન્ડેય મુનિનો મત એવો છે કે સઘળા પ્રાણીઓમાં હાથપગવાળા પ્રાણી શ્રેષ્ટ છે એટલા માટે હાથ અને પગ પ્રથમથી ઉત્પન્ન થવાનો સંભવ છે. મુનિઓમાં ઉત્તમ મુનિ ગૌતમમુની કહે છે કે પ્રથમ કોઠો ઉત્પન્ન થાયછે અને પછી સઘળાં અંગો ઉત્પન્ન થાય છે પરંતુ ધનવંતરીનો મત એવો છે કે સઘળાં અંગો સાથે ઉત્પન્ન થાય છે, પણ તે સૂક્ષ્મ હોવાથી જોવામાં આવતાં નથી. જેમ આંબાના નાના ફળમાં માંસ, ઠળીઓ, મજજા છાલ, કેસરા, અંકુર અને ડીંટીઉં એ પદાર્થ એકી વખતે થાયછે પણ ઝીણા ઝીણા હોવાને લીધે જુદા જુદા દેખાતા નથી અને જયારે પુષ્ટ થાયછે ત્યારે સ્પષ્ટ દેખાય છે, તેમ ગર્ભમાં સઘળા અવયવો એકી વખતે ઉત્પન્ન થાય છે, પણ ઝીણાં હોવાને લીધે દેખાતાં નથી, જયારે મોટાં થાય છે ત્યારેજ સ્પષ્ટ દેખાય છે. હવે શરીરમાં પિતાથી, માતાથી, રસથી અને આત્માથી કયા કયા ભાગો ઉત્પન્ન થાય છે ? તે લખીએ છીએ.

કેશ, ડાઢી, મૂંછ, રૂવાંટાં, નખ, દાંત, શીરાઓ, ધમનિઓ, સ્નાયુઓ હાડકાં અને વીર્ય એટલા ભાગ પિતાથી ઉત્પન્ન થાય છે. માંસ લોહી, મજજા, મેદ, જમણાં પડખાંની ગાંઠ, બરોળ, આંતરડાં, નાભી, હૃદય અને ગુદા એટલા ભાગ માતાથી થાય છે. શરીરનું વધવું, વર્ણ, બળ અને દેહની સ્થિતિ એટલાંવાનાં રસથી થાય છે. જ્ઞાન, અપરોક્ષ, અનુભવ, આયુષ્ય, સુખ-દુઃખ અને અનેક યોનિઓમાં જન્મ થવા એ આત્માથી થાય છે. આ વિષયમાં જોકે જ્ઞાનાદિ સઘળી ઇંદ્રિઓ આત્માથી થાય છે એમ કહ્યું છે તે નિરાકાર આત્મામાંથી કોઈ વસ્તુ ઉત્પન્ન થવી ઘટતી નથી એટલા માટે

આત્માથી એટલે આત્માના પાસે રહેવાથી એમ સમજવું. હવે કયા કયા પદાર્થો ગર્ભના મુખ્ય ઉપકારક છે;-

અગ્નિ, ચંદ્ર, પૃથ્વી, વાયુ, આકાશ, સત્વ, રજ, તથા તમ, પાંચ ઇંદ્રિયો અને પ્રારબ્ધ કર્મ એઓ ગર્ભને જીવાડે છે તે નીચે પ્રમાણે.

પાચક, ભ્રાજક, આલોચક, રંજક, અને સાધક એ પાંચ પ્રકારના પિત્તોની તથા પંચમહાભૂતોમાં રહેલી ગરમીઓની તથા સાત ધાતુઓમાં રહેલા અગ્નિઓની શક્તિ રૂપે રહેલો અગ્નિ કે જે વાણીના દેવતાપણાને પામેલો છે તે પાચનાદિ કામ કરીને ગર્ભ જીવાડે છે.

પાંચ પ્રકારના કફ, રસ અને વીર્યાદિ ચંદ્રરૂપ પદાર્થોની અને રસના ( જીભ ) ઇંદ્રિયની શકિત રૂપે રહેલો ચંદ્ર કે જે મનના દેવતાપણાને પામેલો છે તે ઓજ આદિ સામ્ય ધાતુઓના પોષણથી અને પવન તથા અગ્નિથી સૂકાયલા ભાગને ભીનો કરવા રૂપ કામ કરી ગર્ભ જીવાડે છે.

પૃથ્વી પાણીથી ભીંજાયલા ભાગને કઠણ બનાવવા રૂપ કામ કરીને ગર્ભને જીવાડે છે.

વાયુ દોષ, ધાતુ, મળ, અંગ અને ઉપાંગોને સારીરીતે ચલન આપવારૂપ કામ કરીને ગર્ભને જીવાડે છે.

આકાશ અવકાશરૂપ હોવાથી ઉચ્છ્વાસ અને નિસ્વાસના માર્ગ આપીને ગર્ભને જીવાડે છે.

સત્વ, રજ, અને તમ એ ત્રણ ગુણો મનરૂપે પરિણામ પામેલા હોવાથી જીવને જીવવામાં બીજું શરીર લેવામાં અને મુક્તિ આપવામાં પણ કારણ ભૂત છે તેથી તેઓ પણ ગર્ભને જીવાડે છે.

શ્રોત્ર, ત્વચા, નેત્ર, જીભ અને ઘ્રાણ એ પાંચ ઇંદ્રિયો અનુક્રમે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધનું ગ્રહણ કરવારૂપ કામકરીને ગર્ભને જીવાડે છે.

પ્રારબ્ધ કર્મ સઘળા દેહમાં ચૈતન્ય રહેવાના કારણરૂપ છે માટે તે પણ ગર્ભને જીવાડે છે.

એ બધાં કારણો સાથે સ્ત્રીની રસને વહેનારી નાડી ગર્ભની નાભીની નાડી (નાળવા) ની સાથે લાગેલી હોય છે તેથી ગર્ભની નિરંતર વૃદ્ધિ થાય છે. ગર્ભને માતાને નિસ્વાસ થવાથી નિસ્વાસ, ઉચ્છ્વાસ થવાથી ઉચ્છ્વાસ, ચલન થવાથી ચલન અને સ્વપ્ન થવાથી સ્વપ્ન પ્રાપ્ત થાય છે, અર્થાત્ માતા જે જે ચેષ્ટાઓ કરે છે તે તે ચેષ્ટાઓ ગર્ભ પણ કરે છે. એ ઉપરથી જાણવાનું કે ગર્ભ રહ્યા પછી માતા જેવી જેવી જાતના વિચારોનું સેવન કરે છે અથવા જેવાં જેવાં કાર્યો વા ચેષ્ટાઓ કરે છે તેવાં તેવાં બાળક શીખી લે છે, તેટલા માટે કહેવામા આવે છે કે બાળકના જન્મ થતા પહેલાં બાળકને કેળવણી આપવાની જરૂર છે.

ગર્ભની નાભીના મધ્યમા એક અવિચળ તેજનું સ્થાન છે તે સ્થાનને વાયુ ધમે છે તેથી ગર્ભનો દેહ વૃદ્ધિ પામે છે. તે વાયુ ગરમીની સહાયતાવાળો હોવાથી ગર્ભના ઉંચેના, નીચેના અને આડા સ્રોતોને જેમજેમ વિસ્તારતો જાય છે તેમતેમ ગર્ભનો દેહ વધતો જાય છે.

જોકે વિષયનો જરા વિષયાન્તર થાય છે પરંતુ ગર્ભને લગતી બાબત હોવાથી અમે અત્રે લખવાનું દુરસ્ત ધારીએ છીએ.

ગર્ભવાળી સ્ત્રીએ પહેલા દિવસથીજ આનંદમાં રહેવું, શણુગારેલ રહેવું કાળાંવસ્ત્ર પહેરવાં નહિ, દેવ ગુરૂ અને બ્રાહ્મણોના પૂજનમાં તત્પર રહેવું, ઘણું કરીને મધુર સ્નિગ્ધ, હૃદયને ગમે એવા હલકા અને દ્રવરૂપ પદાર્થો જમવા. વઘાર આદિથી સંસ્કાર આપેલા અને અગ્નિને પ્રદિપ્ત કરે એવા પદાર્થો, નિત્ય લેવા. ગર્ભવાળી સ્ત્રીએ અતીપરિશ્રમ કરવો નહિ. જમતાં ભૂખ્યું રહેવું નહિ તેમ અત્યંત ધરાવું પણ નહિ. મૈથુન કરાવવું નહિ. રાતનું જાગરણ કરવું નહિ. શોક કરવો નહિ, વાહન ઉપર ચઢવું નહિ, લોહી કઢાવવું નહિ, વિષ્ટા કે મૂત્રાદિના વેગને રોકવા નહિ અને ઉભડક બેસવું નહિ, ગર્ભવાળી સ્ત્રીના શરીરની અંદરના દોષોથી કે બહારથી આઘાત કે પ્રત્યાઘાત થવાથી તેના કોઈપણ ભાગને પીડા થાય તો તેના ગર્ભમાં રહેલ બાળકના પણ તેજ ભાગને પીડા થાય છે. ગર્ભવાળી સ્ત્રીએ મલીન, ખરાબ આકારવાળી, કે ઓછાં અંગવાળી કોઈ સ્ત્રીનો સ્પર્શ પણ કરવો નહિ. દુર્ગંધવાળા પદાર્થને સુંઘવો નહિ. મનને અપ્રિય લાગે એવા પદાર્થને જોવા નહિ. કાનને અપ્રિય લાગે એવાં વચન સાંભળવાં નહિ. વાસી, સૂકાયલું કે કવાથ કરેલું અન્ન જમવું નહિ, ચાળાં બાંધેલાં ઝાડ, સ્મશાનનાં ઝાડ કે, ગ્લાનિ કરાવે એવા પદાર્થોની પાસે જવું નહિ, ઝાઝું બહાર નીકળવું નહિ. ઉજ્જડ ઘરમાં રહેવું કે જવું નહિ, ઉંચે સાદે બોલવું નહિ. શરીરે તેલ ચોળવું નહિ. કોઈ વસ્તુનો ચોળીને ખરડ કરાવવો નહિ. કઠણ બીછાને સુવું નહિ. સૂવાનું કે બેસવાનું આસન ઘણું ઉંચું કરવું નહિ. આ સઘળા નિયમો ઉત્તમ પ્રકારની સંતતિની ઇચ્છા રાખનારી માતાએ અવશ્ય ધ્યાન દઈને પાળવા.

વિશેષમાં કહેવાનું છે કે ઋતુસ્નાનના દિવસથી અથવા ગર્ભ રહયાના દિવસથી સ્ત્રીએ નીચે પ્રમાણેનું વર્તન રાખવું:-

હિંસા કરવી નહિ, બ્રહ્મચર્ય રાખવું, આંસું પાડવાં નહિ, નખ કાપવા નહિ, તેલ ચોળવું નહિ, ચંદન ચોપડવું નહિ, આંખો આંજવી નહિ. દિવસે સુવું નહિ, દોડવું નહિ, ઘણો મોટો શબ્દ સાંભળવો નહિ. ઘણું હસવું નહિ, ઘણું બોલવું નહિ, પ્રયાસ કરવો નહિ, ભૂમિ ખોદવી નહિ, અને ઘણો વાયુ સેવવો નહિ.

અજ્ઞાનથી અથવા પ્રમાદથી અથવા લોભથી નિસિદ્ધ કરેલાં કર્મ જો કરે તો તે થકી જે દોષ થાય, તે દોષોને ગર્ભ પામે છે. ગર્ભવતી સ્ત્રીના રૂદનથી ગર્ભ નેત્રના રોગવાળો થાય. નખ કાપવાથી નઠારા નખવાળો થાય. તેલ ચોળવાથી કુષ્ટ રોગવાળો થાય. ચંદન આદિનો લેપ કરવાથી દુ:ખ યુકત આચરણવાળો થાય, અંજન આંજવાથી આંધળો થાય. દિવસે સુવાથી ઘણી ઉંઘવાળો થાય. ઘણો ઉંચો શબ્દ સાંભળવાથી બહેરો થાય. ઘણું હસવાથી તાળવું, દાંત, હોઠ અને જીભ તપકીરીયા રંગ જેવાં થાય. બહુ બોલવાથી બહુ બકનારો થાય. પરિશ્રમ કરવાથી ઉન્મત્ત થાય. પૃથ્વી ખોદવાથી જયાં ત્યાં પડી જાય એવાં આચરણવાળો થાય, અને ઘણો વાયુ સેવવાથી ઉન્મત્ત એટલે ગાંડો થાય.

ઉપરોકત બાબતોથી વાચકના ધ્યાનમાં આવશે કે ગર્ભનું સ્થાપન કરવું, ગર્ભને કયા લિંગનો ઉત્પન્ન કરવો, ગર્ભનું લિંગ બંધાયા પછી તેને કેવો રૂપાળો, બળવાન, આયુષ્યમાન, ઐશ્વર્યવાન, બુધ્ધિમાન કે શ્રીમાન કરવો તે માબાપોના પોતાના હાથમાં રહેલી બાબત છે. અહીંઆં

કોઈ શંકા કરશે કે જ્યારે આટલી બધી બાબતો આપણા હાથમાં છે તો પછી પૂર્વનાં કર્મો અને ઇશ્વરને નિયામક માનવાની જરૂર શી? એનું સમાધાન એવી રીતે થઇ શકે છે કે આત્મા અનાદિ છે અને આત્માનાં કર્મો પ્રવાહથી અનાદિ છે, તે શુભાશુભ કર્મના યોગે શુભાશુભ ફળની ઉત્પત્તિ થાય છે, પરંતુ તેમાં પુરૂષાર્થથી અશુભ કર્મનો ઉદય દબાવી દઈ, શુભ કર્મનો ઉદય કરી શકાય છે. જેમ કર્મના ઉદયથી પગમાં કાંટા વાગે એવા માર્ગે ચાલવાનો પ્રસંગ આવે પરંતુ જો પુરૂષાર્થ કરીને પગને અનુકુળ પગરખાંનો ઉપયોગ કરવામાં આવે, તો કાંટા ભાંગવારૂપ કર્મનો ઉદય દાબી શકાય છે, તેમ આત્મા અનાદિ કાળથી કર્મ બાંધતો અને ભોગવતો જન્મ મરણના ચક્રમાં ભ્રમણ કર્યાં કરે છે અને કર્મના શુભા શુભ ફળને ભોગવે છે, તેમાં જો શુભ પુરૂષાર્થ કરવામાં આવે તો તેનું ફળ ઉત્તમ નીપજે તે કર્મના ફળને ઉદય થતું અટકાવી શકાય છે. આ વિષયમાં "ઉત્તમ સંતતિ શી રીતે ઉત્પન્ન કરી શકાય"? એ વિષયનો નિબંધ લખવાનો સમય આવશે તો તેમાં વધારે ખુલાસો કરીશું. ઇત્યલમ

| | |
|---|---|
| તારીખ | પ્રયોજક |
| ૨૨-૩-૧૮ | શા. તિલકચંદ તારાચંદ વૈદ્ય-સુરત. |
| | લેખક |
| શુક્રવાર. | ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદી-સુરત. |



# आयुर्वेद निबंधमाळा.

## ( ૬ )

## માતા પિતાની કુચેષ્ટાથી ગર્ભમાંથતી વિક્રિયા.

સૃષ્ટિક્રમનો નિયમ તપાસતાં સમજાય છે કે, જે બીજ પૃથ્વીમાં રોપવામાં આવે છે, તે બીજની સાથેજ, તેનો મહાપ્રાણ ( આત્મા ) તથા અલ્પ-પ્રાણ ( જીવો ) હોય છે, અને તે જેમ જેમ કાળનું વહન થતું જાય છે તેમ તેમ વૃદ્ધિને પામી, પોતાનામાં રહેલા ગુણ પ્રમાણે, પોતાની આકૃતિ બાંધે છે. તેવી રીતે મનુષ્યોનાં રજવીર્યના યોગથી જે વખતે ગર્ભાધાન થાય છે, તે વખતથીજ તેમાં આત્માના કર્મ પ્રમાણે વધારો થઈ તેની આકૃતિ બંધાવવા માંડે છે; પણ જેમ વૃક્ષને ઉગતી વખતમાં અને વૃદ્ધિ પામવાની ક્રિયા ચાલતી હોય ત્યારે ખેડુતની ભૂલથી અથવા અજ્ઞાનતાથી તેની બરાબર સારવાર થાયનહિ તો વાતાવરણ એટલે તડકો અને હિમથી તથા પવનના ઝપાટા અને હોજમ ( ઝાંસા ) થી તે બીજ વિક્રિયા પામી સંકોચાઈ જાય છે, જેથી તે સંપૂર્ણ અવયવવાળું, રસવાળું અને ગુણવાળું ઉત્પન્ન નહિ થતાં. હીનત્વને પામી ખામીવાળું બને છે; તેમ માતા પિતાના યોગથી ગર્ભસ્થાનમાં જે ગર્ભનું ધારણ થયું હોય, તેને શારીરિક કે માનસિક

ઉપદ્રવથી ક્ષોભ ઉત્પન્ન થાય અને મનના વિચાર, શોક, ભય, ક્રોધ લજ્જા અથવા નિર્લજ્જપણાને લીધે તેના આંગોપાંગ ખીલવામાં નહિ આવતાં, તે સંકોચને પામી તેમાં હીનત્વ ઉત્પન્ન થાય છે, જેથી તેની માનસિક વૃત્તિઓ ભલે ઇંદ્રિયો ઉપર હુકમ ચલાવે, પરંતુ તે ઈંદ્રિઓ આજ્ઞા પ્રમાણે યથાસ્થિત કામ કરે નહિ, એટલે તેની ક્રિયા નિષ્ફળ થાય છે તેટલા માટે ગર્ભરૂપ બીજનું સ્થાપન થયા પછી, તેને સૃષ્ટિના ખુલ્લા મેદાનમાં આવતાં સુધી, તેના ઉપર કોઈ પણ જાતની માઠી અસર થવા નહિ દેવી એટલુંજ નહિ, પરંતુ માઠી અસર થવાના જે યોગો ઉત્પન્ન થાય, તેને પતિ પત્નિએ ચતુરાઈ થી, હિંમતથી અને શાંતિથી બુદ્ધિપૂર્વક વિચાર કરીને તેનું નિવારણ કરવું, જેથી ગર્ભ પોષાઈ યથેચ્છ બાળકરૂપ જન્મી. જગતને નમુના રૂપ જણાય. પણ જો તે પ્રમાણે તેનું રક્ષણ કરવામાં ન આવે, તો તે ગર્ભમાં વૃદ્ધિ પામતું બાળક, પોતાની વાંસનાલિંગની ક્રિયા કરીને પોતાની વૃદ્ધિ કરવા માટે જે પરમાણુને આકર્ષી પોતાનું શરીર રચે છે, તેમાં વાંસનાલિંગ તથા જ્ઞાનતંતુઓને સેવ્ય સેવક ભાવ ઉત્પન્ન કરી, શરીર યંત્રને ચાલવા માટે તેના જે માર્ગો સરળતા ભરેલા થવા જોઇએ તેવા થઇ શકતા નથી, તે માટે ગર્ભમાં વીર્યનું સ્થાપન થયા પછી તે વીર્ય બાળકના રૂપમાં કેવી રીતે ફેરવાય છે ? તેનો થોડોક વિચાર કરવાની જરૂર છે.

ગર્ભાધાન સમયે, વીર્ય અને રજ ગર્ભાશયમાં જેવું પડયું હોય, તેવુંને તેવું દ્રવરૂપ પણાથી પહેલા મહિનામાં રહે છે. એ ગર્ભાશયમાં રહેલા વાત, પિત્ત અને કફથી પાકતા વીર્ય અને રજમાં રહેલો પંચ મહાભૂતનો સમુદાય બીજા મહિનામાં ઘાટો થાય છે.

વાયુ અને કફથી પણ ગર્ભ પાકે છે કારણકે તેઓમાં પણ ગરમી રહેલી છે. ચરકમાં કહયું છે કે પૃથ્વીની, જળની, તેજની, વાયુની અને આકાશની એવી રીતે પાંચ પ્રકારની ગરમીઓ છે. ત્રીજા મહિનામાં બે હાથના બે, બે પગના બે, અને એક માથાનો એવી રીતે પાંચ પિંડ અને શરીરના સૂક્ષ્મ અવયવો સિદ્ધ થાય છે. ચોથા મહિનામાં સઘળાં અંગો તથા ઉપાંગો સ્પષ્ટ થાય છે. હૃદયની સ્પષ્ટતા થવાથી ચેતના પણ ચોથા મહિનામાં સ્પષ્ટ થાય છે તેથી ગર્ભને ચોથા મહિનામાં, અનેક વસ્તુઓની ઇચ્છા થાય છે. એક પોતાનું અને બીજું ગર્ભનું, એવી રીતે તે સમયે, સ્ત્રીના શરીરમાં બે હૃદય થાય છે, માટે ગર્ભિણી સ્ત્રી "દૌહૃદિની" કહેવાય છે. ગર્ભવાળી સ્ત્રીને જે ઇચ્છા થાય, તેમાં ખામી રાખવામાં આવે, તો તે સ્ત્રીને ખુંધું, ઠુંઠું. નપુંસક, ઠીંગણું, આંધળું, કાણું કે ફાંગું સંતાન આવે છે. ગર્ભવાળી સ્ત્રીને જે ઇચ્છા (દોહેદ) ઉત્પન્ન થાય, અને તે પાર પાડવામાં આવે, તો તે સ્ત્રીને પરાક્રમી અને લાંબા આયુષ્યવાળું સંતાન પ્રાપ્ત થાય છે, એટલા માટે તેને જે વસ્તુની ઇચ્છા થાય તે વસ્તુ આપવી જોઇએ. ગર્ભિણી સ્ત્રી જે જે વસ્તુ ભોગવવાની ઇચ્છા કરે, તે તે વસ્તુઓ, ગર્ભિણીને હરકત થવાની બીકને લીધે વૈદ્ય મેળવાવીને આપવીજ જોઇએ. જેની ઇચ્છા પુરી પાડવામાં આવે તે સ્ત્રી, ગુણવાન સંતતિ જણે છે અને જેની ઇચ્છા પૂરી ન પડે, તે સ્ત્રીને ગર્ભમાં અથવા પોતાના શરીરમાં હરકત ઉત્પન્ન થય છે. ગર્ભિણી સ્ત્રીએ ઇચ્છેલી વસ્તુઓમાં જે જે ઇંદ્રિયના વિષય સંબંધી તેની ઇચ્છા પુરી કરવામાં ન આવે, તો તે ઇંદ્રિયમાં ખોડખાંપણ આદિ વ્યથાવાળું બાળક અવતરે છે. ગર્ભવાળી સ્ત્રીને નોખાનોખા પદાર્થની ઇચ્છા થવાથી નોખાંનોખાં ફળ થાય છે.

જે સ્ત્રીને રાજાનું દર્શન કરવાની ઇચ્છા થાય, તે સ્ત્રી ધનવાન્ અને અત્યંત પૂજ્ય પુત્ર જણે છે. જે સ્ત્રીને ઉત્તમ વસ્ત્રાભરણ વગેરેની ઇચ્છા થાય તે સ્ત્રી વરણાગીયો અને રૂપાળો દીકરો જણે છે. જે સ્ત્રી તપસ્વીઓના આશ્રમમાં જવાની અથવા પોતાના સદ્ગુરૂના દર્શનની ઇચ્છા કરે તેને જીતેન્દ્રિય અને ધર્માત્મા સંતાન ઉત્પન્ન થાય છે. જે સ્ત્રીને સર્પની જાતિઓ જોવાની ઇચ્છા થાય, તે સ્ત્રીને હિંસા કરવાના સ્વભાવવાળું બાળક થાય છે. જે સ્ત્રીને આમાં કહ્યા સિવાયની કોઇ વસ્તુની ઇચ્છા થાય તે સ્ત્રી શરીર, આચાર અને સ્વભાવથી ઇચ્છેલી વસ્તુના ગુણ--કર્મ--સ્વભાવ જેવી સંતતિ ઉત્પન્ન કરે છે. પાંચમે મહિને મન જાગરત થાય છે અને છઠ્ઠે મહિને બુદ્ધિ જાગરત થાય છે; સાતમે મહિને સઘળા અંગો અને ઉપાંગો સારી પેઠે સ્પષ્ટ થાય છે. આઠમા મહિનામાં એજ અનુક્રમથી મન અને બુદ્ધિ, જરાવારમાં બાળકમાં અને જરાવારમાં માતામાં આવજા કરે છે, તેથી મા અને દીકરો વારંવાર ખેદ તથા હર્ષ પામ્યા કરે છે તેથી જે પુત્ર અવતરે છે, તે જીવતો નથી. આઠમા મહિનામાં જન્મેલો જીવતો નથી, તેનું કારણ એજ છે કેમકે, તે મહિનામાં ઓજસ સ્થિર રહેતું નથી. સ્ત્રી નવમે મહિને, દશમે મહિને, અગિઆરમે મહિને અથવા બારમે મહિને પણ જણે છે. પરંતુ કાંઇ વિકાર હોય, તો એથી ઉપરાંતના સમયમાં પણ જણે છે.

ગર્ભમાં જો પુત્ર વીર્યનું સ્થાપન થયું હોય તો તે ગર્ભ બીજા મહિનામાં પીંડાકાર (ગોળ) માલમ પડે છે, અને તે સ્ત્રીનું જમણું નેત્ર, થોડું મોટું જણાય છે. પહેલાં જમણા સ્તનમાં દૂધ ઉત્પન્ન

થાય છે. જમણી જાંગ પુષ્ટ થાય છે. મુખનો રંગ શ્રેષ્ઠ અને પ્રસન્ન જણાય છે. પુરૂષ સંજ્ઞાવાળા દ્રવ્યોની ઇચ્છાવાળી હોય છે. જેના ગર્ભમાં કન્યાના ગર્ભની સ્થાપના થયલી હોય તેનો ગર્ભ બીજે માસે પેશી એટલે લાંબી ગાંઠ જેવો માલુમ પડે છે અને તેમાં પુત્ર ગર્ભવાળી સ્ત્રી કરતાં, ઉલટાં લક્ષણ માલમ પડે છે અને જે સ્ત્રીના ગર્ભમાં નપુંસક બાળક હોય છે, તે સ્ત્રીના ગર્ભનો આકાર અર્બુદાકાર એટલે ખાડા ટેકરાવાળો પીંડ જણાય છે; બંને કૂંખોમાં ગર્ભ ઉંચો જણાય છે અને આગળથી પેટ મોટું દેખાય છે. એ નપુંસક ગર્ભના જુદા જુદા ભેદો છે તે પીતાનામાં રહેલા નપુંસક પણાથી અથવા પીતાને સંગતિદોષથી જે કુચેષ્ટાઓની ટેવ પડી ગઇ હોય, અથવા કોકશાસ્ત્ર જેવા શાસ્ત્રોને વાંચી તેના રહસ્યને સમજ્યા વિના, તેને ઉલટા અર્થમાં ગોઠવી, પોતાની મનોવૃત્તિના તરંગને આધીન થઇ, જે કુચેષ્ટા રૂપ ક્રિયાઓ કરે છે તેવા ગુણવાળા, સ્વભાવવાળા અને ચેષ્ટાવાળા નપુંસક ઉત્પન્ન થાય છે. એ નપુંસક ૧ આસેકટ ૨ સુગંધી ૩ કુંભીક ૪ ઈર્ષક: એ ચાર જાતના નપુંસકો, વીર્ય સહિત હોય છે અને પાંચમો ષંઢ નામનો નપુંસક વીર્ય રહિત હોવાથી, અથવા વીર્યને વહન કરનારી તથા વીર્યને ગ્રહણ કરનારી સ્નાયુઓથી રહિત હોવાથી તે ષંઢ (હીજડો) કહેવાય છે. માતપીતાના શુક્ર અને આર્તવ અલ્પ હોવાથી આસેક્ય નામનો નપુંસક થાય છે. તે નપુંસક જ્યારે અન્ય પુરૂષના વીર્યનું ભક્ષણ કરે છે ત્યારે મદોન્મત્ત થઇને મૈથુનની શક્તિવાળો થાય છે. એનું બીજું નામ મુખયોનિ છે. જે ગર્ભ દુર્ગન્ધવાળી યોનીમાં ઉત્પન્ન થાય છે, તેને સૌગંધિક નપુંસક કહે છે. તે જ્યારે લિંગ અને ભગની ગંધ સુંઘે છે ત્યારે.

પુરૂષત્વને પ્રાપ્ત થઈ શકે છે. એનું બીજું નામ નાસાયોનિ છે. જે નપુંસક પ્રથમ પોતે ગુદામાં ભોગ કરાવીને, સ્ત્રીમાં પુરૂષની સમાન આચરણુ કરે છે, તે કુંભીક નપુંસક કહેવાય છે. તેનું બીજુ નામ ગુદયોની છે. જે મનુષ્ય બીજા મનુષ્યને મૈથુન કરતાં દેખીને પછી મૈથુન કરવાને શક્તિમાન થાય છે, તેને ઇર્ષક નપુંસક કહે છે. તેનું બીજું નામ દ્રષ્ટિયોનિ છે. અને જે પુરૂષ અજ્ઞાનતાથી મોહને વશ થઇને, સ્ત્રીની પેઠે પોતે સૂઇને અને સ્ત્રીને પોતાના ઉપર ચઢાવીને સમાગમ ,તેથી જો પુત્ર ઉત્પન્ન થાય, તો તે સ્ત્રીના જેવાં લક્ષણવાળો થાય છે. અર્થાત્ દાઢી–મૂછ રહિત અને લિંગ સહિત હોવા છતાં કાંઈ પણ કામ કરી શકતો નથી. તેને ષંઢ કહે છે, તથા સ્ત્રીના ઋતુ કાળમાં આપ ઉપર ચઢે અને પુરૂષને નીચે રાખીને ભોગ કરે, તેમાં જો કન્યા ઉત્પન્ન થાય તો તે પુરૂષનાં લક્ષણવાળી થાય છે અને તે સદૈવ પુરૂષની પેઠે, સ્ત્રીના ઉપર આરૂઢ થઇને, તેની યોનિ સાથે પોતાની યોનીને ઘસે છે તથા તેને દાઢી મૂછના કાંઈ કાંઇ ચિન્હો માલમ પડે છે. બે સ્ત્રીઓ કામને વશીભૂત થઈને પરસ્પર યોનીનું ઘર્ષણ કરે છે, જેથી પોતાના વીર્યથી અને પોતાના રજથી હાડકાં વિનાનો ગર્ભ ઉત્પન્ન કરે છે. કોઇ સ્ત્રી ઋતુસ્નાત્ થયા પછી જો સ્વપ્નમાં પુરૂષની સાથે મૈથુન કરે, તો આર્ત્તવનેજ લઇને વાયુ કુખમાં ગર્ભને ઉત્પન્ન કરે છે. તે ગર્ભ માસે માસે ગર્ભનાં લક્ષણુ સહીત વધે છે અને જ્યારે પ્રકટ થાય છે, ત્યારે પિતાના ગુણુથી વર્જિત કેશ, દાઢી મૂછ, રોમ, નખ, દાંત નાડી આદિથી હીન હોય છે. જે ગર્ભ સાપ, વીંછુ, કુષ્માંડની આકૃતિવાળો અથવા વિકૃત, સ્ત્રીઓના દોહદને પૂર્ણ નહિ કરવાના પુરૂષના પાપને લીધે ગર્ભ, આગળ

કહ્યું તેમ હીન ઇંદ્રિઓવાળો થાય છે. તેવીજ રીતે, જેવો આહાર, જેવી ચેષ્ટા તથા જેવાં આચરણ સહિત સ્ત્રી પુરૂષો મૈથુન કરે છે, તેવા પ્રકારની ચેષ્ટાવાળો ગર્ભ ઉત્પન્ન થાય છે. સ્ત્રી પુરૂષના રજવીર્યને ગર્ભાધાન સમયે, વાયુ પોતાના બળે કરીને, બે ભાગમાં વહેંચી નાંખે છે, જેથી ગર્ભમાં બે સંતાન ઉત્પન્ન થાય છે. તેમાં રજ અને વીર્યનો, બરાબર વિભાગ થઈ જાય, તો બે પુત્રો અથવા બે કન્યા ઉત્પન્ન થાય છે, પરન્તુ વાયુ પોતાનું સમતોલપણું ગુમાવી, માતાના આહારને પરિપક્વ દશામાં આવતાં પહેલાં, રજ અને વીર્યના વિભાગ કરી નાંખે તો, તે ગર્ભમાં એક પુત્ર અને એક કન્યા રૂપે બે સંતતિ ઉત્પન્ન થાય છે. આગળ વર્ણવી ગયા તેમ, ગર્ભસ્થાપન થવાને માટે ૧૬ રાત્રિ પર્યન્તનો કાળ નિશ્ચય કરવામાં આવ્યો છે, પરંતુ કેટલીકવાર એવું બને છે કે, ઋતુકાળ આવતાં પહેલાં એટલે ઋતુસ્નાત્ પછી એક માસ પૂર્ણ થવા અગાઉ, જ્યારે સ્ત્રીને ખબર પડે છે કે, હવે ઋતુ પ્રાપ્ત થશે. અર્થાત્ પોતાના સ્તનમાં ભાર દેખાય છે, કમ્મરમાં દુઃખાવો થાય છે, પેઢુમાં ઝીણી ઝીણી શૂળ મારે છે, તથા યોનિદ્વારમાં દુર્ગંધી ઉત્પન્ન થાય છે, એટલે સ્ત્રીઓ સમજી જાય છે કે, હવે એક બે દિવસમાં ઋતુ પ્રાપ્ત થશે. જે અરસામાં ગર્ભસ્થાનમાં રજ આવી ચુકેલું હોય છે, તે સમયમાં સુરત સમાગમ કરવામાં આવે તો ઘણે ભાગે ગર્ભ રહેવાનો સંભવ છે, અને જે રહે છે, તેમાં કયાં તો સ્ત્રી ગર્ભ રહયાના માસ ગણતાં ભૂલી છે એમ કહેવામાં આવે છે, અથવા ઉપર કહ્યું તેમ, વાયુથી વિભાગ પડી, બે ગર્ભ ધારણ થવાથી ત્રીજે ગર્ભ રહે છે, એટલે અપવાદ તરીકે સ્ત્રી બાળકને જન્મ આપે છે.

આ ઠેકાણે કોઇ પ્રશ્ન કરે કે ગર્ભાશયના બે પડદા છે, તે સિવાય ગર્ભાશયમાં બાળકને રહેવાની જગ્યા નથી, તો પછી ત્રીજા અથવા તે કરતાં વધુ બાળકનો શી રીતે સમાસ થયો ? તેના જવાબમાં જણાવવાનું કે, એક સ્થાનમાં એક અથવા એકથી વધારે બાળક રહી શકે છે, કારણ કે મનુષ્ય જરાયુજ ખાણનું પ્રાણી છે, એટલે બાળકની આસપાસ જરાયુનો એક પડદો બંધાય છે; તે પડદામાં બાળક અને બાળકની આસપસ, પાંચ તત્વથી મળેલો મસાલો પાણીરૂપે રહે છે; તે પાણી પ્રસુત સમયે પહેલું વહી જાય છે અને તે પડદો ( જરાયુ ) ફાડીને, બાલક બહાર આવે છે, જેથી બાળક જન્મ્યા પછી તે પડદામાં રહેલો મસાલો, ઓળના નામથી બહાર પડે છે, એટલે એક ગર્ભસ્થાનમાં ગમે તેટલા ગર્ભો ઉત્પન્ન થાય, પરંતુ તેની જરાયુ જુદીજુદી હોવથી, એક-બીજાને સ્પર્શ કર્યા સિવાય અથવા અડચણ કર્યા સિવાય, વૃદ્ધિ પામી બાળકરૂપે જન્મી શકે છે, અને તે જન્મ્યા પછી તેની જુદી જુદી ઓળ પડે છે. પરંતુ એટલું તો નક્કી થાય છે કે, બે કરતાં વધુ બાળકોને રહેવાની જગ્યા નહિ હોવાથી, તેને વધવામાં સંકોચ થાય છે, જેથી તે બાળકો કદમાં ઘણાં નાનાં ઉત્પન્ન થાય છે, પરંતુ દૈવ યોગે જરાયુનો પડદો અંદરથી ફાટી, બે જરાયુ જોડાઇ જાય છે, તો તે બે ગર્ભ, સાથે જોડાઇને ચોંટેલી અવસ્થામાં જન્મે છે, જેથી તે ચાર પગવાળા, ચાર હાથવાળા અને બે માથાવાળા દેખાય છે. આવાં જોડાયલાં બાળકો અમારી નજરે જોવામાં આવ્યાં નથી પણ શ્રીયુત ડૉક્ટર સાહેબ ત્રિભોવનદાસ મોતીચંદ શાહે પોતાના " શરીર અને વૈદકશાસ્ત્ર " નામના પુસ્તકમાં, એવાં વિકૃત ગર્ભોનાં ચિત્ર આપેલાં છે, એટલે હાલ । પશ્ચિમની વિદ્યા પણ, એ વાતને પુષ્ટિ આપે છે.

આપણે ઉપર જણાવી ગયા તેમ, ગર્ભને પ્રસવ થવાનો કાળ વધુમાં વધુ ૧૨ માસનો જણાય છે. પણ જો ગર્ભ વિક્રિયાને પામે તો અમર્યાદ કાળ સુધી તે, ગર્ભમાં રહી શકે છે, કારણકે દુષ્ટ પિતા અને પિતાના પક્ષના સંબંધીઓ, કુળ મોટપના અભિમાનથી અથવા કોઈ બીજા કારણથી. સ્ત્રીના ઉપર જુલમ ગુજારે અને તે સ્ત્રી, હંમેશાં ભયમાં અથવા કલેષમાં રહે, તો તે ગર્ભ અધુરે પડી જવાનો અથવા ગર્ભવાસમાં મરણ પામવાનો વધારે સંભવ છે, પણ કદાચ પ્રસવકાળ સુધી રહેતો, પ્રસવ્યા પછી પણ, તે અલ્પાયુષિ થાય છે. તેવી રીતે જો ગર્ભવાળી માતાને, કામનો અથવા શોકનો અથવા ભયનો પ્રસંગ આવે, અને તે માતા હંમેશાં ગ્લાનિવાળી અવસ્થામાં રહે તો " काम शोका भय ाद्वा युः " એ વચન પ્રમાણે કામ, શોક અને ભયથી વાયુ ઉત્પન્ન થઇ, તે ગર્ભને સુકાવી નાંખે છે, તેને આપણા લોકો " છોડ થઈ ગયું " એમ કહે છે, અને એ બાબતમાં સુશ્રુત, ચરક, વાગ્ભટ્ટ અને શારંગધર જેવા માન્ય ગ્રંથો તથા ભાવપ્રકાશ અને નિઘંટ રત્નાકર જેવા સંગ્રહ ગ્રંથો પણ વાયુથી શુષ્ક થયલા ગર્ભને, ઉપવિષ્ટક નામથી ઓળખાવે છે, અને તે અપરિમિતકાળ સુધી ગર્ભમાં રહી શકે છે. આ બાબતમાં પશ્ચિમની વિદ્યાને જાણનારા અને તે સિવાયના બીજા ચિકિત્સા શાસ્ત્રોને નહિ માનનારાઓનો, એવો મત છે કે ગર્ભમાં બાળક ૨૮૦ થી ૩૧૦ દિવસ કરતાં વધુવાર રહેતુંજ નથી, અને નામદાર બ્રિટિશ સરકારની પ્રતિનિધિ રૂપ હાઇકોર્ટે પણ, એટલીજ મુદત ઠરાવેલી છે તો, આ બાબતમાં તમારી વાતને કોણ માને ? એવો પ્રશ્ન કરનારને જણાવવાનું કે, શુષ્ક થયલા ગર્ભની ચિકિત્સામાં, આયુર્વેદના આચાર્યો પૌષ્ટિક, બળવર્ધક, વાયુને પરિહારક

ઔષધિઓ તથા ખોરાક આપવાનું નિદાન કરે છે, તે ઉપરાંત જગે જગે, એવા શુષ્ક ગર્ભને પોષણ કરી, પ્રફુલ્લાવસ્થામાં લાવી, બાળક રૂપે જન્માવવા માટે માંસરસ આપવાની ભલામણ કરે છે; એ ઉપરથી સાબીત થાય છે કે માંસાહારી પ્રજામાં માંસ અહારને લીધે તેની ગરમીથી વાયુ કોપ પામી ગર્ભને સુકવી શકતો નથી. પશ્ચિમના શાસ્ત્રોમાં એ વાતનું પ્રતિપાદન નહિ કરવામાં આવ્યું હોય, તો તેમાં કંઇ આશ્ચર્ય પામવા જેવું નથી; પરંતુ અમારા આયુર્વેદમાં આ વિષયને ટુંકમાં પણ ખુલ્લા શબ્દોમાં ચર્ચવામાં આવ્યો છે. એવી એવી રીતે બાળકને ગર્ભાશયમાં રહેવાની કાળ મર્યાદા બાંધી શકાતી નથી. એ ઉપરાંત ગર્ભિણી માતો પોતાના મનોવિકારને તાબે થઇ, જેવા જેવા વિચારનું સેવન કરે છે, તેવા તેવા સ્વભાવવાળા પુત્રને ઉત્પન્ન કરે છે. પરંતુ એ વિષયનો અત્રે પ્રસંગ નહિ હોવાથી, જ્યારે “ ઉત્તમ અંગવાળી, સુશોભિત અને ઉત્તમ આચરણવાળી પ્રજા શી રીતે ઉત્પન્ન કરી શકાય ? ” એ વિષે કાંઇકિ લખવાનો પ્રસંગ આવશે ત્યારે તે વિષયમાં સર્વ વાતનો સમાવેશ થશે, માટે હાલતો આટલું ટુંક વિવેચન કરી વિરમીએ છીએ. ઇત્યલમ.

| | |
|---|---|
| તારીખ | પ્રયોજક- |
| ૨૪-૩-૧૮ | શા. તિલકચંદ તારાચંદ વૈદ્ય-સુરત |
| | લેખક— |
| રવીવાર | ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદી—સુરત |

# આયુર્વેદ નિબંધમાળા

## (૭)

## કેવે પ્રકારે ઉત્તમ ગુણ—કર્મવાળી અને રૂપાળી સંતતિ ઉત્પન્ન કરી શકાય?

આ દુનિયામાં કુદરતનો નિયમ એવો જણાય છે કે, દરેક પ્રાણીએ પોતાની જાતની ઉન્નતિ કરી સૃષ્ટિની શોભામાં વધારો કરવો તથા સૃષ્ટિમાં પ્રાણીની ઉત્પત્તિ કરવાનો ક્રમ ચાલુ રાખવો. જેઓ સૃષ્ટિની વૃધ્ધિ કરવાના કામમાં આડે આવે છે, તેઓ કુદરતના ગુન્હેગાર ગણાય પરન્તુ જે કામ કરવાની જેને ફરજ પડી હોય, અથવા જે કામ કરવાની જેની ઇચ્છા હોય તેણે, તે કામ કરવાનો અધિકાર મેળવવો જોઇએ. જો અધિકાર મેળવ્યા સિવાય કામ કરવા માંડે, તો તે કામ યથાર્થ રીતે જેવું જોઇએ તેવું, પાર પડી શકે નહિ કાત્યાયન સૂત્રના પ્રથમ સૂત્રમાં કહ્યું છે કે;—''अज्ञातः अधिकारः' એમ લખીને પ્રથમ અધિકારીનું વર્ણન કર્યું છે. તે પ્રમાણે દરેક કામ કરવા માટે અધિકારી થવાની જરૂર છે. જ્યારથી આપણા દેશમાં દરેક કામ કરવાનો અધિકાર મેળવ્યા સિવાયના માણસને કામ સોંપવાનો રિવાજ પડયો, ત્યારથી દેશની પ્રગલ્ભ શોભાનો નાશ થવા માંડયો. જેમ બ્રાહ્મણને આજે પણ તે વેદ ભણેલો, શાસ્ત્ર ભણેલો, જ્યોતિષ ભણેલો, વૈદ ભણેલો નહિ હોય, તો પણ તેને દ્વિવેદી,

ત્રિવેદી, ચતુર્વેદિ શાસ્ત્રી, જોશી, વૈદ્યના નામથી ઓળખવામાં આવે છે, તેને તે કાર્ય કરવા બેસાડીએ તો તે કાંઇ પણ કરી શકે નહિ, પણ ઉપરોકત પદનો જેણે અધિકાર મેળવ્યો હોય, તેને તે તે કામ સોંપવામાં આવે, તો તે યથાર્થ રીતે કરી શકે છે, તેજ પ્રમાણે મનુષ્ય સંતતિ ઉત્પન્ન કરવાનું કામ અધિકાર મેળવ્યા સિવાય સોંપવામાં આવે, તો તે સૃષ્ટિમાં શોભારૂપ બાળક ઉત્પન્ન કરીશકે નહિ. એ ઉપરથી સાબીત થાય છે કે, સંસારમાં ઉત્તમ ગુણ–કર્મવાળી અને રૂપાળી સંતતિ ઉત્પન્ન કરવા માટે, તેનો ખાસ અધિકાર મેળ-વવાની જરૂર છે. સંતતિ ઉત્પન્ન કરવાના કામમાં સ્ત્રી, એ મુખ્ય પાત્ર છે અને પુરૂષ તેનો સહાયકારી છે. જો પુરૂષ ગમે તેવો વિદ્વાન ડાહ્યો, અને બુદ્ધિશાળી હોય, પરંતુ તેને સ્ત્રી એવા ગુણવાળી નહિ મળી હોય, તો તેની સંસારની શોભા વધારવાની ઇચ્છા નિષ્ફળ થાય છે. અર્થાત તે મરજી પ્રમાણેનાં બાળક ઉત્પન્ન કરી શકતો નથી. પણ જો ઉપર કહેલા પુરૂષના જેવા ગુણવાળી સ્ત્રી હોય, અને પુરૂષ તેવો ન હોય, તો સ્ત્રી પોતાના અધિકાર પ્રમાણે ઉત્તમ સંતતિ ઉત્પન્ન કરી શકે છે. માટે ઉત્તમ સંતતિ ઉત્પન્ન કરવા સારૂ પ્રથમ સ્ત્રીને અધિકારીણી બનાવવાની ખાસ જરૂર છે, અને પુરૂષને તેનો સહાયક થવા માટેનો અધિકાર મેળવવાની ખાસ જરૂર છે. જો સ્ત્રી અને પુરૂષ સરખાં અધિકારી હોય, પછી તે ભલેને થોડું ભણેલાં, નિર્ધન કે કોઇ અવ્યવસ્થિત દશામાં મુકાયલાં હોય, તોપણ તે પોતાના અધિકારથી સારી સંતતિ ઉત્પન્ન કરી શકે છે.

સવાલ થાય છે કે, સારી સંતતિ એટલે શું ? શરીરે ગોરવર્ણું ભરાઉદાર, બળવાન, અને રૂપાળી સંતતિ સારી કહેવાય? કે શરીર

ભલે રૂપાળું નહોય, પણ વિદ્વાન, ધીમાન અને ઐશ્વર્યવાન સંતતિ સારી કહેવાય ? અથવા ઉપરોક્ત ગુણવાળી સંતતિ ઉત્પન્ન થયા છતાં, તેમાં આત્મબળની ખામી હોય, તે ઉત્તમ ગણાય ? આ પ્રશ્નનો ઉત્તર અમારી બુદ્ધિ પ્રમાણે, જેનું શરીર, જેનું અંતઃકરણ અને જેનો આત્મા સુશોભિત હોય તેજ ઉત્તમ સંતતિ ગણાય, નહિ તો એકલા શરીરની શોભાવાળો પુત્ર કાંઇ ઉત્તમ ગણાય નહિ જેમકે—

**यौवनं धन संम्पत्ति, प्रभुत्व मविवेकिता**

**एकैक मप्यनर्थाय किमु यत्र चतुष्टयम्**

અર્થાત્ યૌવન, ધનસંપત્તિ, અને પ્રભુતા તથા અવિવેક એ ચારે પૈકી એક એક અનર્થને કરનારા નીવડે છે, તો જ્યાં ચારે ઐશ્વર્ય ભેગાં થયાં હોય, તો કેટલો અનર્થ કરશે ? એટલા માટે અમારે કહેવું પડે છે કે શરીર અંતઃકરણ અને આત્મા એ ત્રણે રૂપાળાં હોવાં જોઇએ અને તે ત્રણેને રૂપાળાં કરવા માટે સ્ત્રીને સંપુર્ણ અધિકારીણી બનાવવી જોઇએ. એટલા માટે સ્ત્રીને પાંચ પ્રકારની પરીક્ષામાંથી પસાર થઇ, પાંચ પ્રકારના અધિકાર મેળવવાની ખાસ જરૂર છે. પહેલો અધિકાર સ્ત્રીને કન્યારૂપે પસાર કરવાનો છે, એટલે તે અવસ્થામાં મા બાપને ઘેર રહી, લાડપાડથી મોટી થઇ, સ્વતંત્ર આચરણવાળી અને ઇચ્છા પ્રમાણે ઇચ્છિત વસ્તુને મેળવનારી વૃત્તિમાંથી છુટીને, લગ્ન થયા પછી સ્વસુર પક્ષમાં કેવળ અંજાણ્યા, કેવળ અપરિચિત, અને કેવળ જેના ગુણ-કર્મ-સ્વભાવ જાણેલા નથી એવા કુટુંબના સહવાસમાં જઇને, પોતાના પિતાના ગૃહમાં મેળવેલી અને ભોગવેલી સ્વતંત્રતાને

દબાવી, સ્વસુર ગૃહના અપરિચિત માણસોના તાબામાં રહી, યશ અને કીર્તિ મેળવવા માટેનો ઉદ્યોગ કરવો, તે જો કન્યાવસ્થામાં કેળવણી લઇને, કન્યાનો અધિકાર મેળવ્યો હોય તોજ, સાસરામાં નિર્વાહ કરી બીજો અધિકાર, વહુ તરીકેનો મેળવી શકે છે; એટલા માટે માબાપોએ, પોતાની પુત્રીને વહુ તરીકેનો અધિકાર સાસરામાં જઇને મેળવે, એટલી કેળવણી આપવાની ખાસ જરૂર છે. બીજો અધિકાર વહુ તરીકેનો આવે છે. તે અધિકારમાં, પોતાના પિતાના લાડપાડને ભૂલીને, સસરાના ઘરનો તમામ ભાર વહન કરવાની શક્તિ હોય, અને જુદી જુદી વૃત્તિના, જુદા જુદા સ્વભાવના મનુષ્યોના મનના ધારેલા વિચારને અનુકુળ થવાના સ્વભાવની બુદ્ધિ ખીલેલી હોય, એટલે પોતાની મનોવાંસનાને દાબી રાખી, પોતાની અનિચ્છા છતાં, મુખપર હાસ્ય કાયમ રાખી, દુઃખનો, શોકનો, ઇર્ષાનો, દ્વેષનો કે અપૂર્ણતાનો ભાસ, સામા માણસના જોવામાં નહિ આવે એવી રીતે મનથી, વચનથી અને શરીરથી વર્તન ચલાવી, પોતાનો વહુ તરીકેનો અધિકાર સ્થાપિ આખા કુટુંબના કાર્યનું વહન કરે, ત્યારે તે વહુ કહેવાય છે. તે પછી ત્રીજો અધિકાર ગૃહણીનો આવે છે. ગૃહણી શબ્દનો અર્થ એવો થાય છે કે, તે સ્ત્રીએ ગૃહના માલીક થઇ રહેવું. એટલે એવું વર્તન ચલાવવું જોઇએ કે, સ્વસુર પક્ષમાં પોતાના સસરા સાસુ, જેઠ, જેઠાણી, દીએર, દેરાણી, નણંદ અને તેનાં સંતાનો, તથા ઘરમાં દાસ દાસીઓ હોય તે સર્વે, તેને પુછીને કામ કરે. અર્થાત્ એવી યુકિતવાળું બોલવું કે જે સત્ય અને પ્રિય હોય, જેથી સર્વનો વિશ્વાસ સંપાદન કરી લેવાય; એટલે આ વહુ ઘણી બુદ્ધિશાળી છે, જેથી તેની સલાહ દરેક કામમાં લેવી જોઇએ, એવો વિચાર ધરના વડીલોના

મનમાં સ્થાપન કરવો, અને જ્યારે એટલો અધિકાર અથવા વિશ્વાસ સ્થાપન કરી શકાય, ત્યારેજ તે ગૃહણી કહેવાઈ શકે છે; અને તે ગૃહણી અવસ્થામાં રહીને, તેને માતાનો અધિકાર મેળવવાની જરૂર છે, એટલા માટેજ આપણા લોકોમાં સાધારણ રિવાજ પડી ગયો છે કે, પ્રથમ અવસ્થામાં માતાનો અધિકાર મેળવવાને લાયક જે સ્ત્રી થાય છે, તેને અગૃહિણી એટલે અધરણી આવી છે એમ કહે છે. મતલબ એવી છે કે, એવી અવસ્થામાં જ્યારે ગર્ભવાળી સ્ત્રી, પોતાના ગર્ભના ભારથી અકળાતી હોય, ત્યારે સ્વસુર પક્ષના વડીલોએ તેનો પાંચમે મહિને શ્રીમંતોનયન કે પુંસવન સંસ્કાર કરી, તેના મનનો ભાર ઓછો કરવા સારૂ, તેને અગ્રહણીનું રૂપ આપી, પોતાના પિતાને ઘેર વિદાય કરવી, એવી રૂઢી, આજે પણ ચાલતી છે. એ ગૃહણી અવસ્થામાં માતાનો અધિકાર મેળવ્યા પછી અને અગૃહણીનું રૂપ ધારણ કર્યા પછી સાસુનો અધિકાર મેળવવાની જરૂર જણાય છે, એટલે માતા થયા પછી તેને સાસુનો અધિકાર મેળવવો પડે છે; કેમકે ઉત્તમ સંતતિ ઉત્પન્ન કરવાવાળી ગૃહણીમાં ગમે તેટલી સંપૂર્ણતા હોય તથાપિ સાસુ સ્વભાવે કર્કશા હોય તો કોઈ પણ પ્રકારે. ઇર્ષા અથવા દ્વેષથી તથા પોતાના કુળમોટપ કે વડીલ પણાના અભિમાનથી, પોતાના ઘરમાં અધિકાર ભોગવતી ગૃહિણીને અગૃહિણી અવસ્થામાં એવો ક્ષોભ ઉત્પન્ન કરે કે, જેથી ગૃહિણીના અધિકારવાળી માતાના અધિકારને પામતી ગર્ભિણી સ્ત્રી, ગર્ભના વૃદ્ધિકાળમાં, પોષણકાળમાં, ગર્ભના વાંસનાલિંગને તથા આત્માને સુસંસ્કાર આપવાના કાર્યથી ચ્યુત થઇ જાય; જેથી ધારેલા રૂપ, ગુણ અને આરોગ્યતાવાળા બાળકને બનાવવામાં ખામી આવે.

એટલા માટે માતાએ કન્યા તથા વહુ થવાય એટલી કેળવણી આપવી, અને તે પછી સાસુએ ગૃહિણી, માતા અને સાસુનો અધિકાર પ્રાપ્ત થાય એટલી કેળવણી આપવી. સાસુના અધિકારમાં પાસ થયલી સાસુ, પોતાના પુત્રને સારી સંતતિ ઉત્પન્ન કરવાને સહાયભુત, અને ગૃહિણીને ઇચ્છા પ્રમાણેનાં બાળક ઉત્પન્ન કરવાને માર્ગદર્શિકા થાય, અને તે તે કાર્યમાં જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે, સાસુનો પુત્ર અને ગૃહિણીનો પતિ, તેને સહાયક થાય તોજ, ઉત્તમ ગુણ–કર્મવાળી અને રૂપાળી સંતતિ ઉત્પન્ન કરી શકાય.

આપણા આયુર્વેદમાં એટલું તો વર્ણન કરવામાં આવ્યું છે કે, ઋતુસ્નાત થએલી સ્ત્રીએ, ઋતુસ્નાત થયા પછી પોતાના સ્વામી સિવાય કોઇનું પણ મોઢું જોવું નહિ. તેજ વાતને લઇને તેના ઉપર કાંઇક અખ્તરા કરીને, અથવા તેના ઉપર વધારે વિવેચન કરીને, પશ્ચિમના વિદ્વાનોએ એ બાબતમાં પુસ્તકો લખ્યાં છે, પરંતુ અમારામાં ચાલતી કહેવત પ્રમાણે "બાપ તેવા બેટા" એટલે બાપના જેવો છોકરો ઉત્પન્ન થવો જોઇએ. પશ્ચિમના વિદ્વાનોએ લખેલાં પુસ્તકો વાંચતાં જણાય છે કે, તે લોકોએ માત્ર શરીર રૂપાળું, સુશોભિત અને આકર્ષક બનાવવાનાં સાધનો માટેજ લખ્યું છે; પરંતુ અમારા આયુર્વેદે પિતાનાં શરીર, અંતઃકરણ અને આત્માના જેવાં બાળક ઉત્પન્ન કરવાનું વિધાન કરેલું છે, પણ તે ઘણું સંક્ષિપ્તમાં હોવાથી વિદ્વાન વૈદ્યોએ અને વૃદ્ધ વડિલોએ, તેના ઉપર વિચાર કરી, તે દિશાએ વહન કરવાનું છે.

જો એક માતા, પોતાને રૂપાળું બાળક ઉત્પન્ન કરવાની ઇચ્છા રાખતી હોય, તો તેણે અમુક માણસને પ્રથમથી મુકર્રર કરવો કે,

આ મનુષ્યના જેવો મારે ત્યાં પુત્ર ઉત્પન્ન થાય. જો એમ કરવામાં નહિ આવે અને કોઈ અંજાણી ભળતીજ છબી અથવા ચિત્રની પસંદગી કરી, તેના ઉપર તિવ્ર ધ્યાન આપે, તો ઘણે ભાગે તે ચિત્ર જેવી સંતતિ ઉત્પન્ન થાય; પરંતુ તેમાં જોઇતા ગુણો ઉત્પન્ન થઇ શકે નહિ. જો એક માતા પોતાના ઉદરથી રૂપ-ગુણસંપન્ન સંતતિ ઉત્પન્ન કરવાની ઇચ્છા ધરાવતી હોય, તો તેણે બનતાં સુધી પોતાના માનેલા દેવ-ગુરૂની પ્રતિમા ઉપર ધ્યાન રાખવું, અથવા પોતાના વંશમાં કોઇ પ્રભાશાળી, બુદ્ધિશાળી, બળવાન્ અથવા દેશોદ્ધારક પુરૂષ ઉત્પન્ન થયો હોય, તો તેની છબી ઉપર પ્રેમથી અવલંબન કરી, તેના જેવું રૂપાળું મનુષ્ય દુનિયામાં બીજું છેજ નહિ, અથવા તેના જેવા ગુણવાળું મનુષ્ય બીજું નથી, એવો દૃઢ સંકલ્પ કરવો અને તે પછી ગર્ભ ધારણ કરવો. જો પ્રથમથી માતાના અંતઃકરણમાં મહાપુરૂષની છબી ચિત્રાઇ ગઈ નહિ હોય, તો ગર્ભ રહ્યા પછી જ્યારે એક મહિના બાદ ખબર પડે કે મને ગર્ભ રહ્યો છે, અને તે પછી બાળક કોના જેવું ઉત્પન્ન કરવું, તેની ચુંટણી કરતાં ઘણા પુરૂષો ઉપર ધ્યાન દોડાવવામાં આવે, તો કુદરતનો નિયમ એવો છે કે, જેમ ગર્ભમાંથી બાળક બહાર પડે કે તેજ વખતે સૂર્ય, ચંદ્ર અને ગ્રહોનાં કીરણો ઋતુ, અયન અને કાળના પ્રભાવો, તેની ઉપર પડે છે, તેમ ગર્ભમાં વીર્યનું સ્થાપન થયું, કે તેજ વખતે જે જે માણસની આકૃતિ, ગુણ, સ્વભાવ, સ્મૃતિમાં આવે, તેની છાંયા ગર્ભ ઉપર પડે છે. તે પછી બીજી ચુંટણી થઇ, એક છબીને ધ્યાનમાં લેવા માટે મુકરર કરીને તે ઉપર ચિત્ત ચોંટાડતાં સુધીમાં જેટલો સમય વિતી જાય તેટલા સમયમાં, જેટલાં સ્વરૂપો જેવાં જેવાં ગુણવાળાં તથા રૂપવાળાંનું

સ્મરણ થતું જાય, તેટલાં તેટલાં રૂપ–ગુણની છાંયા પડવાથી, તે બાળકમાં ગુણની તથા રૂપની, સંકરતા થાય.

એટલા માટે આયુર્વેદાચાર્યોએ, પતિવ્રતા સ્ત્રીને પોતાના પતિ સિવાય બીજા પુરૂષનો સ્વપ્ને પણ વિચાર નહિ કરવાનો હોવાથી ઋતુસ્નાત થયા પછી, પોતાના પતિ સિવાય કોઇનું પણ મોઢું જોવાનો નિષેધ કર્યો છે; તથાપિ દરેક મનુષ્યોનાં અંતઃકરણ તથા સ્વરૂપ અને શરીર, ઉન્નતિને પામેલાં નહિ હોવાથી, દરિદ્રિ ને ધનવાન, નિર્બળ ને બળવાન, મૂર્ખ ને ગુણવાન અને હીનાવસ્થાવાળાને ઐશ્વર્યવાન સંતતિ ઉત્પન્ન કરવાની સ્વાભાવિક ઇચ્છા હોય છે; એટલા માટે ઉપર કહેવામાં આવ્યું છે કે, પતિથી બીજે નંબરે, પોતે માનેલા દેવ–ગુરૂના સ્વરૂપ–ગુણનું આલંબન કરવું, એ વધારે નિર્દોષ અને બંધબેસ્તું છે. હવે વિચાર કરવાનો એ છે કે, એક સ્ત્રીએ પોતાની કન્યાવસ્થામાં રામ–કૃષ્ણ જેવા ગૃહસ્થધર્મને જાણનારા તથા રાજ્યધર્મને જાણનારા પુરૂષનું વર્ણન જાણેલું છે, તેમાંથી તેની સ્વભાવ પ્રકૃતિને બંધબેસ્તું, કયું રૂપ આવે છે, અને કોના ઉપર તેને વિશેષ પ્રેમ ઉત્પન્ન થાય છે, તેની લાગણી તપાસી માતાએ તે કન્યાને રામના અથવા કૃષ્ણના ગુણનું સ્થાપન, પોતાની કન્યાના અંતઃકરણમાં કરવું અને તે પછી, જ્યારે તેને વહુ થવાનો પ્રસંગ આવે, ત્યારે સાસુએ તે તત્વોનું પોષણ કરવું, અને પતિએ તે વિષયમાં સહાયભુત થવું. જો તે સ્ત્રીને રામચંદ્રના ઉપર પ્રીતિ દેખાય તો, તેના રૂપનું, બળનું, પ્રથમ આરોહણ કરાવવું, એટલે તેના ગર્ભમાં રહેલું બાળક તેવા રૂપવાળું તથા બળવાળું થવાનુંજ, અને પછી તેના ગુણનું વર્ણન, અહોરાત્ર તેના મન ઉપર લાવતા રહેવું, જેથી તે બાળક માતૃભક્ત, પિતૃભક્ત,

ભ્રાતૃભાવ અને પ્રજાવાત્સલ્યવાળું ઉત્પન્ન થશે. પરંતુ તેને જેમ સીતાનો મનોર્થ પુરવા માટે, એક મૃગની પાછળ દોડતાં અને સ્ત્રીને એટલી મુકી, સ્ત્રીહઠને તાબે થતાં તથા એક ધોબીના મહેણાથી સાહસ કરી, પોતાની પતિવ્રતા સ્ત્રીને કોઈપણ કારણ સિવાય, વનમાં તજી દેતાં અને પછી પશ્ચાત્તાપ કરતાં જે વર્ણવવામાં આવ્યા છે, તે ભાગ તે સ્ત્રીના અંતઃકરણ ઉપર બીલકુલ આવવા દેવો નહિ. જો એ ભાવ આવે, તો સંતતિ રૂપાળી તથા બળવાન્ તો થાય, પણ તેની સાથે ખોટી હઠ કરનારી, સાહસ કરનારી, જનસમૂહથી ડરી જનારી અને સત્ય વાત ઉપર દૃઢ નહિ રહેનારી તથા એક માણસ નિર્દોષ છે એમ જાણવા છતાં તેના ઉપર જુલમ ગુજારનારી ઉત્પન્ન થશે. તેજ પ્રમાણે મહાત્માશ્રી કૃષ્ણચંદ્રની છબી આદર્શરૂપ ગણીને તેના ઉપર દ્રષ્ટિ ઠેરવી, તેના ગુણનો આવિર્ભાવ સંતતિમાં કરવામાં આવે, તો તે વખત પણ ચીરહરણલીલા, દાણલીલા, રાધીકાવિવાહ અને પોતાના કુટુંબને જાદવાસ્થળીનું કારણભુત એવું જે દારૂનું વ્યસન, જેથી કૃષ્ણચંદ્ર જેવા યોગેશ્વરના ચરિત્રને ડાઘ લાગવા જેવું વર્તન ચીતરવામાં આવ્યું છે, તેનાથી દૂર રહી શકાય એવું વર્ણન આપવાની ખાસ જરૂર છે. ઘણા વખતથી શ્રીમાન્ શ્રીકૃષ્ણચંદ્રની ભક્તિ, જે "સખી" ભાવે કરવાનો પ્રથા પડી ગયો છે, તે ભાવને દૂર કરી "સખા" ભાવે તેના ગુણ ગાવાનું શીખવવાની આપણી ખાસ ફરજ છે. જો કોઈ પણ મહાત્માનું અથવા આદર્શ સત્પુરૂષનું ચિત્ર ખડું કરી, તેની છાપ ગર્ભવતીના ગર્ભમાં રહેલા બાળકના ઉપર પાડવા, અથવા તેવા ગુણ બાળકમાં ઉત્પન્ન કરવાની ઇચ્છા હોય, તો તે એવા પુરૂષનું ચરિત્ર, જેમ બને તેમ શુદ્ધ વર્ણવેલું હોવું

જોઇએ. જો એ પ્રમાણે નહિ થઇ શકે તો, સદ્ગુણ કરતાં દુર્ગુણનો આવિર્ભાવ જલદીથી થતો હોવાને લીધે, દુર્ગુણની છાપ જલદી પડે છે. આપણા લોકમાં શ્રીકૃષ્ણચંદ્રના ચરિત્રમાંથી શ્રીમદ્ ભગવદ્ગીતાનો પાઠ કરવાનો, ભણવાનો અને તેનું મનન કરવાનો સામાન્ય રિવાજ ચાલે છે, પરંતુ આશ્ચર્ય એ છે કે, જે ગીતાને એકવાર સાંભળવાથી અર્જુને છોડી દીધેલાં હથિયાર ગ્રહણ કરી, ભારત જીત્યું, તે ગીતાનો નિત્ય પાઠ કરનારાઓમાં ક્લેશ, વૈર, ઈર્ષા, દ્વેષ, ભીરુતા, કાયરતા, શઠતા, અને કૃતઘ્નતા ઘણે ભાગે જોવામાં આવે છે!!! તે કાંઇ ગીતાનો દોષ નથી, પરંતુ શ્રીમાન્ કૃષ્ણચંદ્રના ચરિત્રમાં, જે બાળલીલાનું અસંભવિત વર્ણન વાંચેલું, સાંભળેલું અને મનન કરેલું હોવાથી, તેના ઉપર ગીતાની ખરેખરી છાપ, પડી શકતી નથી, અને તેથીજ આપણી ઉન્નતિમાં ખેદકારક અવરોધ થઇ રહેલો છે. એજ પ્રમાણે વિચાર કરતાં આપણને સ્પષ્ટ સમજાય છે કે, ગર્ભવાળી સ્ત્રીને ઉત્પન્ન થયેલાં દોહદ પુરાં પાડવાની વાત તો એક બાજુએ રહી, અને તેના મનને શાંત રાખી, સ્વાભાવિકરીતે તેને સ્વતંત્રતા તથા સંતોષમાં રહેવા દેવાની જે વખતે ખરી જરૂર છે, તે વખતે સાસુ, સસરા, પતિ અને બીજા વડીલો તરફથી તેને ક્લેશ, ભય, શોક ઉત્પન્ન થાય એવાં કારણો, વિના કારણે ઉદ્ભવ કરવામાં આવે અને પછી પોતાના વંશની ઉન્નતિને ઇચ્છે, અથવા પોતાના વંશમાં કોઇ આદર્શ પુરુષ ઉત્પન્ન થાય એવી આશા રાખે, એ કોઇ પણ કાળે બનવાજોગ છે શું? પરંતુ એટલું તો બની શકે છે કે, ગર્ભવાળી અવસ્થામાં તેને ક્રોધ ઉત્પન્ન થવાથી, ક્રોધી, ઇર્ષા ઉત્પન્ન થવાથી ઇર્ષાળુ, શોક ઉત્પન્ન થવાથી, નિર્બળ, ભય ઉત્પન્ન થવાથી અંગહીન, અને કામ ઉત્પન્ન

થવાથી બાળક, ઉન્માદાવસ્થાવાળો ઉત્પન્ન થાય છે. એક રજપુત કુટુંબનો દાખલો આપીશું. ઉંચા કૂળમાં ગણાતા રજપુતો કે જેઓ ગરાશીઆ કહેવાય છે તે લોકોમાં એક સાધારણ રિવાજ એવો છે કે, વહુ એટલે જાણે એક કનિષ્ટ પ્રકારનો નોકર હોય!!! માત્ર તેનો એકજ હક વધારે ગણવામાં આવે છે કે તેને, સંતતિ ઉત્પન્ન કરવાના એક સાંચારૂપ ગણી શકાય છે એ કરતાં વિશેષ અધિકાર, તેનો હોઈ શકતો નથી. અમે પ્રત્યક્ષ જોયું છે કે, ઘરનાં માણસો એટલે સાસુ, સસરા, દીએર, જેઠને માટે જે ઉત્તમ પ્રકારની રસોઇ બનાવવામાં આવે, તેમાં વહુનો ભાગ હોય જ નહિ, પરંતુ વહુને માટે તો બીજા નોકરો જે ખેતી વગેરેનું કામ કરવાને રાખેલા હોય, તેને માટે જે હલકા પ્રકારની રસોઇ થાય, તેમાંથી જ તેને ભોજન મળે છે; વળી જેટલાં કડવાં વચન વહુને કહેવામાં આવે છે તેટલાં અને તેવાં વચન, જો ચાકરને કહેવામાં આવે, તો તે નાસી જાય, એટલા માટે ચાકરને સમજાવીને વાત કરવામાં આવે, પણ વહુને તો ધિક્કારભરી રીતે, તોછડાઇથી જે શબ્દો કહેવામાં આવે છે, તે તો "**सेवा धर्मो परम गहन योगिनामप्य गम्य.**" એ સૂત્ર પ્રમાણે, તેની વાત તો તેજ જાણે! આવી સ્થિતિમાં જે કુટુંબ હોય, અને પછી બળવાન, ધૈર્યવાન, ઐશ્વર્યવાન, ધીમાન્ અને શ્રીમાન્ સંતતિની આશા રાખે, એ શી રીતે બની શકે વારૂ? જ્યારથી આપણા દેશમાં "**यत्रभार्या सुपूज्यंते रमन्ते तत्र देवता**" અર્થાત્ જ્યાં ભાર્યાનું પૂજન એટલે સત્કાર થાય છે ત્યાંજ દેવતાઓ રમે છે. જ્યારથી આપણા દેશમાંથી સ્ત્રીઓની પૂજા (સત્કાર) બંધ થઈ ત્યારથી અનુક્રમે, પ્રજા ઉત્તમ ગુણથી વંચિત્ રહેતી થઈ અને

તેને પ્રતાપે, માંહોમાંહે વૈર, દ્વેષ, ક્લેશ, કૃતઘ્નતા, છળકપટ અને શત્રુનો આશ્રય લેવાથી દિનપરદિન હીનાવસ્થાને પામતી ગઇ !

પશ્ચિમના વિદ્વાનોએ આ બાબતમાં ઘણો વિચાર કરીને, ઘણા પ્રયોગો અજમાવી એવું સિદ્ધ કર્યું છે કે, સ્ત્રીના અંતઃકરણ ઉપર રૂપાળા કે કદરૂપા, ગમે તેવા મનુષ્યની છાપ પડે તેવા, પુત્ર પુત્રી ઉત્પન્ન થાય. જેમ એક સ્ત્રીએ ગર્ભાવસ્થામાં, લુલો, પાંગળો, આંધળો, એક હાથવાળો, એક પગવાળો કે નાક–કાન વગરનો, એક માણસ જોયો, અને તેના મનમાં એવોજ ભાસ પડી, ભય ઉત્પન્ન થયો કે રખેને મારા ગર્ભમાં આવા દોષ આવી જાય. તેટલા માટે તે છબીને મનમાંથી દૂર કરવાને જેમ જેમ તે પ્રયત્ન કરતી જાય, તેમ તેમ પેલી ખોડવાળી છબી, તે સ્ત્રીના અંતઃકરણમાં વધારે દૃઢીભુત થાય. જેથી પરિણામે તે સ્ત્રીના પેટમાં રહેલો ગર્ભ, તે તે અંગ વિનાનો જન્મે, અને એવા જન્મેલા બાળકોના ઘણા દાખલા નોંધાયા છે; તેમ જે પતિ પોતાની સ્ત્રીના ઉપર વિશ્વાસ રાખતો ન હોય, અને પોતાની સ્ત્રીને શકની નજરે જોતો હોય, પરંતુ સ્ત્રી પતિવ્રતવાળી અને સદાચરણી હોય, છતાં તેનો પતિ પોતા ઉપર વિશ્વાસ નહિ રાખતો હોવાથી એવી આજ્ઞા કરે કે, ફલાણા વૈદ્ય, ફલાણા સાધુ, ફલાણા સગા કે ફલાણા મિત્ર તરફ જોવું નહિ, અથવા તેની સાથે કોઇપણ જાતનો વ્યવહાર રાખવો નહિ. તે સ્ત્રી પતિની આજ્ઞાને માથે ચઢાવી ગર્ભાવસ્થામાં પોતાના મનમાં, ભયને લીધે, રખેને મના કરેલા મનુષ્યનું મુખ જોવાઇ જશે તેથી હંમેશાં ડરતી રહેવા છતાં, વિરોધાભાસથી તેનું ચિંતન, સતત્ તે સ્ત્રીના મનમાં થયા કરે છે અને તેથી મના કરેલા મનુષ્યના આકૃતિ, પોતાના અંતઃ-

કરણની સામાં, હરવખત તૈયાર રહે છે, જેથી બને છે એમ, કે તે ગર્ભમાં ઉત્પન્ન થયલો બાળક, તે નિષેધ કરેલા મનુષ્યના જેવી આકૃતિવાળો ઉત્પન્ન થાય છે. જેથી હજારો કૌટુંબિક કલેષ ઉત્પન્ન થઈ, તે સ્ત્રીપુરૂષનો સંસાર નિષ્ફળ નીવડે છે. એટલા માટે ગર્ભવાળીસ્ત્રીને ગર્ભાવસ્થામાં, તેના અંતઃકરણ પર ખોટી છાપ નહિ પડે, તેનો વિચાર આસપાસના સત્તાધારી, જોખમદાર અધિકારીઓએ, અવસ્ય કરવો જોઈએ.

આ સંસારરૂપી ક્ષેત્રમાં, મનુષ્ય પ્રાણીરૂપ રોપાને ઉગવાના બે પ્રકાર છે. પહેલો પ્રકાર એવો છે કે, ક્ષેત્રમાં પાણીનું સીંચન થયું કે કેટલાક રોપાઓ, પોતાની મેળે જમીનમાં રહેલા બીજ પ્રમાણે કોઈ પણ જાતની ખેડ-ખાતર વિના, ઉગી નીકળી, જમીનને ઘેરી લે છે. અને બીજી જાતના રોપાને માટે, ખેડુતને ઘણો વિચાર કરવાની જરૂર પડે છે, તેથી તે ખેડુત પ્રથમ તો એવો વિચાર કરે છે કે હું જે રોપો ઉછેરી તેનાં ફળ મેળવવા ઇચ્છું છું તે રોપાને હરકતકર્ત્તા તથા તેની જગ્યા રોકતા, કોઇપણ બીજા રોપા ઉગી નહિ નીકળે તેવી જમીન, બનાવવાની ખાસ સંભાળ રાખીશ. તે પછી પોતાના ધારેલા રોપાના બીજને સંભાળથી તપાસી, તેમાં કોઇપણ જાતની, વ્યાધિ કે ખોડ ન હોય તેવા બીજની વાવણી કરી, તેને હવા, અજવાળું જોઇતા પ્રમાણમાં આપી, તાપ, હીમ અને પવનથી રક્ષણ કરી, ઘણી સંભાળથી ઉછેરે છે, અને ત્યારે જ તે પોતાના રોપાપરથી ઇચ્છેલા ફળને ઉપજાવી શકે છે; તે પ્રમાણે વર્તમાનકાળમાં સંસારક્ષેત્રમાં જે જે સ્થળે અને તેમાં મુખ્યત્વે કરીને આપણા દેશમાં, ક્ષેત્રની શુદ્ધિ કરવાથી,

સારા રોપા ઉછેરી શકાય છે એ વિદ્યાનો ઘણું કરીને નાશ થએલો હોવાથી, ગમે તેવી ભૂમિમાં ગમે તેવું બીજ વાવી, ઇશ્વરેચ્છાપર આધાર રાખી, "કર્મમાં લખ્યું હશે તેવું બનશે" એવો સિદ્ધાંત સ્થાપી, બેસી રહેનારાને, જે અવસ્થા ભોગવવી પડે, તે ભોગવતા જોવામાં આવે છે. કુદરતનો કાયદો એવો છે કે, પ્રાણિમાત્રમાં 'બળવાન્ નિર્બળને મારી ખાય." "ધનવાન્ ગરીબને ચૂસી ખાય." અને "વિદ્વાન્ મૂર્ખાઓને ગુલામ બનાવે." એટલે બળવાન્, ધનવાન્ અને વિદ્વાન્ મનુષ્યો, આદર્શરૂપ ગણાય, અને નિર્બળ, દરિદ્રિ તથા મૂર્ખ માણસો, સૃષ્ટિમાં ભારરૂપ મનાય છે.

એ પ્રમાણે વિચાર કરતાં, મનુષ્યમાત્રની ફરજ છે કે, ઉપર બતાવેલા ત્રણ પ્રકારના આદર્શરૂપ સંતાનો ઉત્પન્ન કરવાને, ભૂમિકા શુદ્ધ કરી, તેને સંસ્કાર આપી એટલે ખાતર નાંખી, તેમાં શુદ્ધ બીજનું વાવેતર કરી, બળવાન્, ધનવાન્ અથવા વિદ્વાન્ સંતતિ ઉત્પન્ન કરવાનો પ્રયાસ કરવો. એવી રીતનો પ્રયાસ ત્રણે પ્રકારની સંતતિ ઉત્પન્ન કરવા માટેનો, જે દેશમાં ચાલુ થાય તો કાળક્રમે કરીને, તે દેશની પ્રજા સાર્વભૌમ સત્તા ભોગવવાને લાયક થાય. પરંતુ જે દેશમાં પ્રારબ્ધવાદથી, પ્રજા પરાભવને પામી, જડરૂપ બનેલી હોય, તો તે જડરૂપ પ્રજામાંથી, ચૈતન્યરૂપ ઉત્તમ ગુણકર્મવાળી અને રૂપાળી સંસતિ, શી રીતે ઉત્પન્ન કરવાની આશા રાખી શકાય? એટલા માટે કહેવાની જરૂર છે કે, સ્ત્રીપુરૂષના ધર્મને જાણી, તે ધર્મની આડે આવનારા જેટલા બંધનો, પછી તે રૂઢીથી કે ધર્મથી ઉત્પન્ન થયાં હોય તેનું સમૂળ છેદન કરી, જેમ પૃથ્વીને ફાડીને વૃક્ષ, પોતાનું

સ્વરૂપ બહાર પાડે છે, તેમ રૂઢીના બંધનોને ચીરીને, આદર્શ પ્રજા સૃષ્ટિની શોભારૂપ બનાવવાને પ્રયત્નવાન થવાની, મનુષ્યમાત્રની ફરજ છે. તથાસ્તુ.

| | |
|---|---|
| તારીખ<br>૩૦–૩–૧૮<br>શનિવાર | પ્રયોજક–<br>શા. તિલકચંદ તારાચંદ વૈદ્ય–સુરત.<br>લેખક—<br>ઈશ્વરલાલ રતનલાલ ત્રિવેદી–સુરત. |



# आयुर्वेद निबंधमाळा.

(૮)

# ગર્ભિણીને થતા રોગો અને તેની ચિકિત્સા.

આપણા દેશમાં એટલે ખાસ કરીને ગુજરાતમાં, ગર્ભિણી સ્ત્રીની શારીર સંપત્તિમાં થયલી વિક્રિયાને લીધે ઉત્પન્ન થતા રોગોના ઉપાય કરવાનો ચાલ ઘણો થોડો જણાય છે. ઘણા વૈદ્યરાજોને બોલતાં સાંભળીએ છીએ કે, ગર્ભિણી સ્ત્રીને ફલાણો રોગ થયો છે, પણ તેનો ઉપાય હાલમાં થઈ શકશે નહિ, એ તો પ્રસૂત થયા પછીજ સારૂં થશે. એવી રીતે વૈદ્યોનો અભિપ્રાય હોવાથી, પરંપરાના રિવાજ પ્રમાણે ઘરનાં ઘરડાં માણસો પણ, ગર્ભિણીના રોગના ઉપાય કરવામાં બેદરકાર રહે છે. તેઓને એટલોજ ભય રહે છે કે, ગર્ભિણીને ઔષધ આપવાથી, વખતે ગર્ભ ગળી જાય અથવા અધુરે પડી જાય. જો કે શાસ્ત્ર પ્રમાણે ચિકિત્સા કરતાં, ગર્ભમાં વિક્રિયા થતી નથી, અને કદાચ થાય તો તે દૈવેચ્છાથીજ થાય, પરંતુ યોગ્ય ઔષધ કરવાથી ગર્ભ પડી જતો નથી, કિંતુ ગર્ભિણીનું શરીર આરોગ્ય રહેવાથી, ગર્ભને પુષ્ટિ મળે છે! એટલા માટે ગર્ભિણીના રોગથી બેદરકાર રહેનારાને માટે અને ગર્ભિણીનું રક્ષણ કરવા માટે, આ નિબંધ લખવાની જરૂર પડી છે. આ નિબંધમાં લખેલા ઉપાયો પૈકી, કેટલાક

શાસ્ત્રોક્ત છે, અને કેટલાક અનુભવેલા છે, પરંતુ તે સર્વે ઉપચાર બુદ્ધિપૂર્વક યોજવામાં આવે તો, ગર્ભિણીના રોગની શાંતિ કરે, અને બાળકને નુકસાન થાય નહિ, એ ખાત્રીભરેલું છે.

ગર્ભિણીને પ્રથમાવસ્થામાં ગર્ભ રહ્યાના ચિન્હ તરીકે, મોંઢામાં મોળ આવે છે, રસોઇની ગંધ આવે છે, તેમાં ખાસ કરીને નરમ દાળની ગંધ અસહ્ય થઇ પડે છે. હંમેશાં ખાવાનો ખોરાક ખાઇ શકતી નથી, અને જો ખાધું હોય તો, જીવ કચવાઇને ઉલટી થઇ, ખાધેલું અન્ન નીકળી જાય ત્યારેજ, તેને શાન્તિ થાય છે. તેથી અવસ્થામાં દિવસો ચઢતા જાય છે, અને એ ઉપદ્રવ, અભાવો અથવા અરજના નામથી ઓળખાય છે. તે સ્ત્રીને ઉલટી થાય છે, જીવ ગભરાય છે, ચક્કર આવે છે, આંખે અંધારાં આવે છે, શરીરનું બળ ઘટતું જાય છે, ખોરાક ખવાતો નથી અને એટલી બધી પીડા થાય છે કે, તે સ્ત્રીને અસહ્ય થઇ પડે છે. તેમાં ખાસ કરીને તે સ્ત્રીથી ભાવતો ખોરાક અને ભાવતાં વ્યસન, બીલકુલ લઇ શકાતાં નથી. એટલે કે જો પાનસોપારી ખાવાની ટેવ હોય તો, તેને મોંમાં મૂકતાં તરત ઉલટી થાય છે, અને આવી અવસ્થામાં કોઇપણ વૈદ્ય ભાગ્યેજ તેને ઓસડ આપી શકે છે. ઉલટીના રોગને શાસ્ત્રમાં "છર્દિ રોગ" એવું નામ આપ્યું છે, અને તેમાં ગર્ભથી ઉત્પન્ન થતી છર્દિનો એક પ્રકાર લખ્યો છે. એવી ઉલટીને માટે અને ઉપર કહેલા અભાવાને લીધે થતી ગભરામણનો, સહેલામાં સહેલો ઉપાય એ છે કે, ચાર રૂપિયાભાર ઠંડું પાણી લઇ, તેમાં ખાટું લીંબુ નંગ એક નીચોવી, કોઇપણ જાતનું ગળપણ નાંખ્યા સિવાય પાવું; તેથી ગભરામણ અને ઉલટી નરમ પડી જાય છે, એટલુંજ નહિ પણ, સ્ત્રીનો ખાધેલો

ખોરાક હજમ થઇ, પ્રકૃતિ સુધરી જાય છે. આ ઉપચાર ખાસ અનુભવેલો છે. આપણા લોકોમાં એવું કહેવાનો સાધારણ રિવાજ પડી ગયો છે કે, ગર્ભિણી સ્ત્રીને ખટાશ ખવડાવવામાં આવે, તો તે ખેંચાઇ જશે, અથવા તેના સાંધા રહી જશે, અથવા તેને પ્રસવ થતી વખતે મહા કષ્ટ પડશે, પરંતુ આ ખટાશથી બાલકુલ ડરવાનું કારણ નથી, કેમકે ખટાશ સાથે જો ગળપણ મેળવવામાં આવે, તોજ તે શરદી કરે છે. આયુર્વેદના સિદ્ધાંત પ્રમાણે તો, ખાટો રસ ગરમ છે, પરંતુ આમલીની ખટાશ, એ, ગળપણ મળેલી છે. કોકમની ખટાશ, એ, તેલ મળેલી છે, માટે એ ખટાશો આપતાં શરદીનો ભય ઉત્પન્ન થાય, એ સ્વાભાવિક છે, પણ લીંબુની ખટાશમાં ખાટો, કડવો, તુરો, ખારો અને મધુર એ પાંચ રસો મળેલા હોવાથી તે " પંચામૃત " જેટલું કામ કરી. શરીરને આરોગ્યતા આપે છે. એટલા માટે ખાટા લીંબુનો રસ પીવાને ભલામણ કરી શકાય છે. કેટલીક ગર્ભિણીને વખતે તાવ આવે છે, અને તે તાવ, ઘણા દિવસ ઔષધ વિના ચાલુ રહેવાથી, તેનું પરિણામ ઘણું ભયંકર આવે છે, કારણ કે પ્રસૂત થયા પછી, તેજ તાવ શરીરમાં નબળાઇ વધવાને લીધે, વધારે બળવાન્ બને છે, અને તે ગર્ભિણીનો જ્વર " પ્રસૂતિજ્વરમાં " ફેરવાઇ જઇ, પરિણામે " ક્ષયનું રૂપ " ધારણ કરે છે, માટે ગર્ભિણીને તાવ આવતો હોય તો, મહુડાં,, સુખડ, વાળો, ઉપલસરી, જેઠીમધ, અને પદ્મકાષ્ટ એનો ઉકાળો મધ મેળવીને આપવો. અથવા સુખડ, ઉપલસરી, લોધર, ને દ્રાક્ષ એનો ઉકાળો શાકર મેળવીને આપવો અથવા દુધીનો મગજ, પહાડમૂળ, વાળો, મોથ, એનો ઉકાળો કરી, ઠંડો પડયા પછી પાવો,

જેથી તાવની શાંતિ થાય છે. જો ગર્ભિણીનો તાવ "વિષમજ્વર"નું રૂપ પકડે, તો ગધેડીના દૂધમાં, સૂંઠ ઘસીને પાવાથી તેની શાંતિ થાય છે. જો ગર્ભિણી સ્ત્રીને "જ્વરાતિસાર" એટલે તાવની સાથે ઝાડા થતા હોય તો, મજીઠ, જેઠીમધ, લોધર એનું ચૂર્ણ કરી, સાકરના ઊનાપાણી સાથે આપવું. અથવા આંબાની ગોટલી, જાંબુના ઠળીયા, અને જો તે મળવાનો સંભવ ન હોય તો, આંબા તથા જાંબુડાની છાલ અને ભાતની ધાણીનો ઉકાળો કરી, આપવો. અથવા આંબા તથા જાંબુડાની છાલનું ચૂર્ણ કરી, ભાતની ધાણીની કાંજી બનાવી તેમાં તે ચૂર્ણ નાંખી પાવું, તેથી અતિસાર, સંગ્રહણી અને મરડો બંધ થાય છે. જો ગર્ભિણીને ઉલટી થતી હોય તો, સૂંઠનો ઉકાળો કરી તેમાં જવ અને ભાતની ધાણીનું ચૂર્ણ મેળવી પાવું, તો ઝાડો અને ઉલટી એક બંધ થઇ જશે. અથવા ધાણાનો કલ્ક કરી ચોખાના ધોવણમાં વાટી, શાકર મેળવીને પાવાથી ઉલટી શાંત થશે. અથવા બીલીનો ગર, ચોખાની ધાણીના ઉકાળામાં મેળવીને પાવો. અથવા ભારંગમૂળ, સૂંઠ, પીપર એનું ચૂર્ણ કરી ગોળ મેળવીને આપવું. ગર્ભિણીને **ખાંસી અને શ્વાસ** હોય તો, પ્રશ્નીપરણી (ગધી સમેરવો) કાંસકીનાં પાંતરાં અને અરડુસો એ ત્રણ, અથવા ત્રણમાંથી જે મળે તેનો રસ કાઢી પાવામાં આવે તો, ગર્ભિણીનાં રક્તપિત્ત, કમળો, સોજા, ખાંસી, દમ અને તાવને મટાડે છે. જો બીલીનાં ફળ અને અરણીનાં મૂળ, અથવા પટોળ અને સૂંઠનો ફાન્ટ કરીને પાય તો ગર્ભિણીના **વાયુ રોગનો** નાશ કરે છે. જો કાળીજીરી, ધોળું જીરૂં અને કડુનો ઉકાળો કરીને પાવામાં આવે, તો ગર્ભિણીના **સોજાનો** નાશ કરે છે. જો અજમોદ, સૂંઠ, પીપર, જીરૂં એનું સમ-

ભાગે ચૂર્ણ કરી ગોળ અથવા મધ સાથે આપવામાં આવે તો તેથી ગર્ભિણીનો **જઠરાગ્નિ** પ્રદિપ્ત થાય છે. દર્ભના મૂળ, કાસના મૂળ, એરંડમૂળ, ગોખરૂં, એને લઇને તેને દૂધમાં ઉકાળી શાકર નાંખીને પાવાથી ગર્ભિણીનું **શૂળ મટે છે.** તેમજ ગોખરૂ, જેઠીમધ અને દ્રાક્ષ, દૂધમાં વાટી તેમાં શાકર મેળવી પાવાથી શૂળ મટે છે. જો વજ, અને લસણ મેળવીને દૂધ ઉકાળેલું હોય અને તેમાં હીંગ અને સંચળક્ષાર મેળવીને પાવામાં આવે તો, ગર્ભિણીનો અનાહવાયુ એટલે પેટ ચડતું હોય તે મટી જાય છે. જો તૃણ પંચક એટલે દર્ભનાં મૂળ, કાંસનું મૂળ, ભાતનું મૂળ, શેરડીનું મૂળ અને બરૂનું મૂળ એનો કલ્ક કરી દૂધમાં મેળવી, તે દૂધ ઉનું કરીને પાવાથી, ગર્ભિણીનો પીસાબ બહુ ગંધાતો હોય તો તે મટે છે; અથવા પીસાબ અટકી જતો હોય તો તે છૂટથી આવે છે. એ પ્રમાણે સામાન્ય ચિકિત્સા કરવાથી કોઇપણ જાતનો ઉપદ્રવ થતો નથી. હવે ગર્ભને પડી જવાનો ભય દેખાય, એટલે સ્ત્રીને અધુરે માસે પ્રસવ થવાનો સંભવ જણાય, તો તેની ચિકિત્સા નીચે પ્રમાણે કરવી;—

પહેલે માસે ગર્ભ પડવાનો સંભવ દેખાય તો દ્રાક્ષ, જેઠીમધ, સુખડ, રતાંજળી, એને ગાયના દુધમાં વાટીને, તેમાં જરા ઘી નાંખીને પાવું, અથવા કમળનાં ફૂલ, વાળો, સીંઘોડાં. પડકચુરો એને ઠંડા પાણીમાં વાટીને દૂધમાં મેળવીને પાવો. જો બીજે માસે ગર્ભ પડવાનો સંભવ જણાય તો, કમળનાં ફૂલ, અને નાગકેશર, વાટીને દૂધ સાથે પાવાં. જો તેમાં શૂળ હોય તો, તગર, કમળ, બીલીનું ફૂળ, કપુર; એ ગધેડીનાં દૂધમાં વાટીને પાવાં. ત્રીજે માસે ગર્ભ પાત થવાનો

સંભવ જણાયતો, નાગકેશર વાટીને, દૂધમાં કાલવીને, તેમાં થોડી શાકર નાંખીને પાવું. તેમાં જો શૂળ જણાય તો, પદ્મક, સુખડ, વાળો, કમળના નાળ; એ ઠંડા પાણીમાં વાટીને, દૂધમાં મેળવીને પાવા. જો ચોથે માસે ગર્ભપાતનો સંભવ જણાય અને તેની સાથે તૃષા, શૂળ, દાહ અને જ્વર હોય તો, કેળનો કંદ, નીલકમળ, વાળો; એને વાટીને દૂધ મેળવીને પાવું. જો પાંચમે મહિને ગર્ભપાતનો સંભવ જણાયતો, દાડમના પાન તથા સુખડ વાટીને દૂધ તથા દહીં મેળવીને પાવા; અથવા નીલકમળ, કમળકાકડી, તથા બોરનાં પાંતરાં, નાગકેશર, પદ્મકાષ્ટ, એને પાણીમાં વાટીને, કપડે ગાળીને, દૂધમાં મેળવી પાવું. જેથી ગર્ભ પડશે નહિ અને શૂળની શાંતિ થશે. જો છઠ્ઠે મહિને ગર્ભપાતનો સંભવ જણાયતો, ગેરૂ, ગાયના અડાયાંની શખોડી, પીપર, અને ફુલાવેલી ફટકડી, એનો ઉકાળો કરી, ટાઢો પડયા પછી, દૂધ, શાકર અને સુખડનો ઘસારો મેળવી પાવો. જો સાતમે મહિને ગર્ભ પાત થવાનો સંભવ જણાય તો, વાળો, ગોખરૂ, મોથ, લજામણી, નાગકેશર, અને પદ્મક; એનો ઉકાળો શાકર મેળવીને પાવો. જો આઠમે મહિને ગર્ભપાતનો સંભવ જણાય તો, લોધર, અને પીપરનું ચૂર્ણ મધ સાથે આપવું; અને નવમે મહિને તો પ્રસૂતિ થવાનો સંભવ છે એટલે તે મહિનામાં કોઈપણ જાતનું ઓસડ આપવાની જરૂર નથી. આ ગર્ભપાતના પ્રકરણમાં ઔષધિ કહેવામાં આવી છે, પણ તેનું વજન લખવામાં અવ્યું નથી. તેનું કારણ એવું છે કે, વૈદ્યે ગર્ભિણીની સ્થિતિ તથા તેના અગ્નિબળનો વિચાર કરી, યોજના કરવાની છે, એટલા માટે દવાનું વજન અને ઉકાળો તથા દૂધનું વજન, આયુર્વેદના ક્વાથાધિકારમાં તથા કલ્ક અને ફાન્ટના અધિકારમાં

જોઇને, વિચારીને તેની યોજના કરવી. ગર્ભિણીને ભય, તાડન, આઘાત, વિષમ આસન અને ઉષ્ણ અન્નપાન, એવાં કારણથી ગર્ભ પડવા લાગે છે, ત્યારે તેમાં શૂળ તથા રજો દર્શન દેખાય છે. ચાર મહિના સુધી ગર્ભ પાતળો હોય છે, તેથી તે ગર્ભ પડે તો, ગર્ભનો સ્રાવ થયો એમ કહેવાય છે; અને તે પછીના મહિનાઓમાં, ગર્ભ કઠીન અને આકારવાળો થાય છે, અને તે પડે તો, તેને ગર્ભપાત થયો એમ કહેવાય છે. ગર્ભસ્રાવ થવા માંડે ત્યારે દાહ, પાસાં અને કમ્મરમાં સૂળ, પ્રદર, પેટનું ચઢવું અને મૂત્ર બંધ, એ ઉપદ્રવો થાય છે; પરંતુ સાતમે, આઠમે કે નવમે, ગર્ભનું ચલન થાય છે; એટલે ગર્ભ ફેર દે છે એમ કહેવાય છે; ત્યારે આમાશય અને પક્વાશયમાં ક્ષોભપૂર્વક પીડા થાય છે; તેમાં પ્રદર હોતો નથી તેથી ગર્ભપાત થવાનો છે એમ જાણી ગભરાવું નહિ. ગર્ભપાતનાં લક્ષણ જણાય તે વખતે "ઉત્પલાદિગણ" ઘણો ઉપયોગી થઈ પડે છે, તેથી તે ગણ લખીએ છીએ;-લીલાં કમળ, લાલ કમળ, કલ્હાર, કુમુદની, ધોળાં કમળ, અને મધુક નામનું કમળ; આ ઉત્પલાદિગણ કહેવાય છે. એમાંથી જેટલાં મળે તેટલાં લઈ, વાટીને પાવાથી, દાહ, તૃષ્ણા, હૃદરોગ, રક્તપિત્ત, મૂર્છા, ઉલટી, અને અરૂચિની શાંતિ થાય છે. અથવા લજ્જાળુ, ધાવડીનાં ફૂલ, લીલાં કમળ, જેઠીમધ, લોધર; એનો ઉકાળો કરીને ગર્ભિણીસ્રીને ઠંડા પાણીમાં બેસાડીને પાવાથી, ગર્ભપાતનું નિવારણ થાય છે. અથવા કુંભારના હાથે ચોંટેલી માટી, બકરીના દૂધમાં મેળવીને જરા મધ નાંખીને પાવાથી, ગર્ભ પડતો અટકી જાય છે. અથવા ધોળી ગરણીના મૂળને ઘસીને પાવાથી ગર્ભનું સ્તંભન થાય છે. અથવા કબૂતરની વિષ્ટા, પાનના રસમાં પાવાથી, ગર્ભમાંથી

પડતા લોહીને અટકાવે છે. અથવા શાકર, કમળકાકડી, અને તલ સમ ભાગે લઇને ચૂર્ણ કરી મધ સાથે ચટાડવું, જેથી ગર્ભપાતનો ભય રહે નહિ. અથવા અતિબલા (કાંસકી) નું મૂળ વિધિપૂર્વક લાવી. કુંવારી કન્યાને હાથે કાંતેલા સુતરના સાત તારમાં બાંધી, ગર્ભિણીને કમ્મરે બંધાવવાથી ગર્ભપાત થતો અટકે છે.

"**કુંઠિતગતિ**" એવો વાયુ ગર્ભને આડો કરે છે. એટલે યોનિ તથા પેટમાં શૂળ ઉત્પન્ન કરે છે ને મૂત્રનો અવરોધ કરે છે. એ વાયુ વધુ જોરમાં વધવાથી ગર્ભ વિપરીત દશામાં અને આડો થઇને, અનેક પ્રકારથી યોનિદ્વારમાં આવે છે. તેના મુખ્ય આઠ પ્રકાર છે. ૧, કોઇ ગર્ભ માથાથી યોનિનુંદ્વાર બંધ કરી આવે છે. ૨. કોઇ પેટથી યોનિદ્વાર બંધ કરીને આવે છે. ૩. કોઈ શરીરવાળીને કુબડો થઇને આવે છે. ૪. કોઇ ગર્ભ એકજ હાથ બહાર કાઢીને આવે છે. ૫. કોઇ બેઉ હાથ પાછળ બહાર કાઢીને યોનિદ્વારમાં આવે છે. ૬. કોઇ પાસાંભેર આડો આવે છે. ૭. કોઈ ગરદન ભાંગી ગઇ હોય તેમ લુલે માથે આવે છે. ૮. કોઇ પાસાને ભાંગ્યા જેવા કારણથી લુલો થઇને યોનિદ્વારમાં આવે છે. એ પ્રકારે "**મૂંઢગર્ભ**" ના આઠ પ્રકારે ગણના કરેલી છે. બીજી રીતે જે ગર્ભ હાથ પગ ઉંચા કરી, માથું પાછળ રાખી, યોનિદ્વારમાં આવી ખીલા જેવો દ્વારમાં અટકી રહે છે તેને "**સંકિલક**" કહે છે. જે ગર્ભના હાથ પગ પશુની ખરી જેવા બહાર દેખાય અને બાકીનો દેહ અટકી રહે, તેને "**પ્રતિખૂર**" કહે છે. જે ગર્ભ બે હાથ અને માથું પાછળ રાખી અટકે છે તે "**બીજક**" કહેવાય છે; અને જે ગર્ભ પરીઘ પ્રમાણે યોનિમાં અટકી રહે છે તે પરીઘ કહેવાય છે. જે ગર્ભિણીસ્ત્રીનો

ઓચીનો કાંટો ઢીલો પડી જવાથી માથું સ્થિર રહી શકતું નથી, શરીર ઠંડું પડતું જાય અને લજ્જાનો નાશ થાય તથા તેની કૂખ ઉપર લીલી નસો તરી નીકળે તે ગર્ભિણી તથા ગર્ભ, એક બીજાનો પ્રાણ લે છે. જો ગર્ભિણીને ગર્ભની હાલચાલ બંધ થયલી જણાય, વેણો આવતી બંધ થાય, શરીર પીળું કે લીલાશ પડતું જણાય શ્વાસોચ્છવાસમાં દુર્ગંધ આવે, અને પેટ ફૂલી જાય તો જાણવું કે પેટમાં ગર્ભનું મરણ થયું છે. ગર્ભિણીસ્ત્રીને માનસિક તથા આગંતુક, એવાં દુઃખ ઉત્પન્ન થવાથી અથવા કોઇ મહાન્ વ્યાધિથી ગર્ભનું મરણ થાય છે. જો ગર્ભિણીસ્ત્રીને વાયુના યોગથી યોનિનો સંકોચ થઇ, કુખમાં ગર્ભ અટકી રહે અને તેની સાથે મક્કલશૂળ, આંકડી, ખાંસી, શ્વાસ, આદિ ઉપદ્રવ હોય તે ગર્ભિણી જીવે નહિ. જો ગર્ભિણી વાતકારક અન્ન અને પાન, મૈથુન, જાગરણ એનું અતિ સેવન કરે, જેથી ગર્ભના યોનિમાર્ગને વાયુ કોપીને યોનિદ્વારને બંધ કરે છે, અને એ દ્વાર બંધ થયા પછી, યોનિગત વાયુ ગર્ભાશયના દ્વારને રોકે છે તથા ગર્ભાશયમાં પીડા ઉત્પન્ન કરે છે, તેથી ગર્ભનુ મુખ, નાક બંધ થઇ શ્વાસોચ્છવાસ બંધ પડવાથી, ગર્ભનો નાશ થાય છે અથવા શ્વાસોચ્છવાસ બંધ થવાથી ગર્ભિણીનો પણ નાશ થાય છે. આ યમની પેઠે મારી નાખનારા રોગને "યોનિસંવર્ણ" નામનો વ્યાધિ કહે છે તેથી વૈદ્યે એની ચિકિત્સા કરવી નહિ. પ્રસૂતકાળે વાયુથી ગર્ભનો સંકોચ થાય જેથી પ્રસૂત થઇ શકાય નહિ, તે સ્ત્રીએ ખાંડણીયામાં થોડું ધાન્ય લઇને ખાંડણીયાથી ખાંડવું અને વિષમાસને (ઉભડક) બેસવું અથવા વિષમ વાહનપર બેસીને ફરવું, જેથી પ્રસવ થાય છે. પ્રસવનો કાળ થયો હોય અને પ્રસૂતા કષ્ટાર્તિ હોય તો, સાપની કાંચળી અથવા તગરનો

યોનિદ્વારમાં ધુમાડો આપવો. અથવા કૌવચનાં મૂળને દોરીથી બાંધી હાથે બાંધવાં. અથવા સુરજમુખી કિંવા ઇંદ્રવરણાનાં મૂળને યોનિમાં ધારણ કરવું. અથવા પીપર, અને ઘોડાવજ, પાણીમાં ઘસીને તેમાં થોડું દીવેલ મેળવીને યોનિમાં લેપ કરવો, જેથી સ્ત્રીને સુખરૂપ પ્રસવ થાય છે. અથવા બીજોરાનું મૂળ અને જેઠીમધનું ચૂર્ણ કરી, ઘીમાં મેળવી પાવું, જેથી સ્ત્રીને સુખે પ્રસવ થાય છે. અથવા શેરડીનું ઉત્તર દિશાનું મૂળ લઇ ગર્ભિણીની લંબાઇ જેટલા સાત તાર સુતરના લઇ તેમાં બાંધી, કમ્મરે બાંધવાથી સુખે જલદી પ્રસવ થાય છે. તાડનું ઉત્તર દિશાનું મૂળ લઇ, ઉપર પ્રમાણેની વિધિથી કમ્મરે બાંધવાથી જલદી પ્રસવ થાય છે. અથવા અપામાર્ગ (ઝંઝેટો) નું મૂળ, ઉપર પ્રમાણે કમ્મરે બાંધવાથી સુખરૂપ પ્રસવ થાય છે. જ્યારે સ્ત્રી કષ્ટાર્તિ હોય, ત્યારે જે જે ક્રિયાથી પ્રસૂત જલદીથી થાય તે તે તમામ ક્રિયા, મૃતગર્ભ ઉપર પણ અજમાવવી.

જો ગર્ભાશયમાં ગર્ભ મરણ પામ્યો છે એમ ખાતરી થાય, તો ગર્ભિણીના બચાવને માટે, નિર્ભય, ચતુર અને શસ્ત્રવિદ્યામાં કુશળ વૈદ્યે, પોતાને હાથે ઘી ચોપડીને, તે હાથ યોનિમાં મૂકી, ગર્ભને કાપી કાઢવો, પરંતુ સજીવ ગર્ભને કદી પણ શસ્ત્રથી કાપીને કાઢવો નહિ. સજીવ ગર્ભપર શસ્ત્રક્રિયા કરવાથી, તે ગર્ભ મરી જાય છે અને ગર્ભિણીને પણ મારી નાંખે છે. તેમજ ગર્ભસ્થાનમાં ગર્ભ મરી ગયો છે એવું નક્કી થાય ને, એક ક્ષણમાત્ર પણ ઉપેક્ષા કરવામાં આવે તો, તે માતાને મારી નાંખે છે, એટલા માટે મરણ પામેલા ગર્ભને જેમ બને તેમ તાકીદે, તેનું જે અંગ અથવા વિભાગ યોનિની સામું આવ્યો હોય તેને વૈદ્યે કાપીને કાઢવો; અને જેમ બને તેમ સ્ત્રીનું

રક્ષણ કરવું. એ પ્રમાણે ગર્ભનું શલ્ય કાઢી નાંખ્યા પછી તે સ્ત્રીને ઉંચા પ્રકારના તેલનો અભ્યંગ કરી ગરમ પાણીથી શેક કરવો, અને તે પછી યોનિમાં સ્નેહ ધારણ કરાવવું, એટલે યોનિ કોમળ થશે અને તેની શૂળ શાંત થશે. જો શસ્ત્રકર્મ કરનારનો જોગ ન હોય, તો રાઈ અને હીંગનું ચૂર્ણ કરી, કાંજીમાં મેળવી પાવાથી ગર્ભસ્થાનમાં મરેલા ગર્ભનો પાત થાય છે અથવા કાલસાના મૂળનો લેપ, નાભી, બસ્તી અને યોનિમાં કરવાથી મૂઢ ગર્ભનું આકર્ષણ કરે છે. જો પ્રસૂતા સ્ત્રીના પેટમાંથી ઓર બહાર નહિ પડે તો શૂળ, પેટ ચઢવું અને અગ્નિમાંદ્યના ઉપદ્રવ થાય છે. એવો ઉપદ્રવ જણાય ત્યારે સાપની કાંચળી, કડવી તૂંબી, નાગરમોથ અને સરસના બીજ, એનું ચૂર્ણ કરી સરસવના તેલમાં મેળવી યોનિમાં ધુણી આપવી. જો ઓર રહી ગઈ હોય તો સોહાગણીએ પોતાના નખ લેવડાવીને, હાથે તેલ ચોપડીને, તે હાથ યોનિમાં મુકીને, ઓર કાઢી લેવી. જો યોનિમાં જખમ પડેલો જણાય તો ભુરા કોળાના પાન અને લોધર, એ સમભાગ લઈ બારીક વાટીને, તેનો લેપ કરવો. જો યોનિભ્રંશ થયો હોય તો પલાસપાપડો અને ગુલ્લરનાં ફળ વાટી તલના તેલમાં મેળવીને યોનિમાં લેપ કરવાથી, યોનિ દૃઢ થાય છે. બાળકનો પ્રસવ થયા પછી, યોનિમાં વાયુ પ્રવેશ નહિ થાય એવા ઉપચાર કરી, તેનું રક્ષણ કરવું. જો તેમ કરવામાં ન આવે તો વાયુ કોપીને, બહાર નીકળતા રક્તને રોકી, પ્રસૂતિના હૃદય, મસ્તક અને બસ્તીમાં શૂળ ઉત્પન્ન કરે છે તેને "મલ્લક" (મક્કલ) રોગ કહે છે. જો મલ્લક થયો હોય તો જવખારનું ચૂર્ણ કરી તે ઉના પાણી સાથે અથવા ઘીની સાથે પાવાથી, મલ્લક શૂળ મટી જાય છે. અથવા

સુંઠ, મરી, પીપર, તજ, તમાલપત્ર, એલચી, નાગકેશર, ધાણા એનું ચૂર્ણ જુના ગોળ સાથે ખાવાથી, મક્કલ શૂળનો નાશ કરે છે. અથવા હીંગને સેકીને ઘીમાં મેળવી ચટાડવાથી, મક્કલ શૂળનો નાશ થાય છે. કેટલીકવાર સ્ત્રીને પ્રસવ થયા પછી તેનો પીસાબ બંધ થઇ જાય છે અને પછી તેને શૂળ ઉત્પન્ન થાય છે, અથવા ઉષ્ણ વાત (ઉનવા) પણ થાય છે, ત્યારે તેને જવખાર ઘીમાં ચટાડવાથી, અથવા તે ઉના પાણીમાં પાવાથી, પીસાબની છુટ થાય છે.

કેટલીક સ્ત્રીને પ્રસવ થયા પછી, પાણીની તરસ અને છાતીની ગભરામણ, એટલી બધી વધી પડે છે કે, તે વખતમાં જો યોગ્ય ઉપચાર નહિ થાય, તો વખતે આંકડી ( આક્ષેપક ) થઇ જાય છે, અથવા તેનું મરણ થાય છે, તેવા વખતમાં ફુલાવેલી ધાપણ વાલ એને આસરે બકરીના અથવા ગાયના દૂધમાં મેળવી પાવાથી, તુરત ફાયદો થાય છે. આ ઉપાય અનુભવેલો છે.

ચાલુ પ્રકરણમાં વિનોદને ખાતર ગર્ભપ્રદ અને ગર્ભનષ્ટના થોડા પ્રયોગ લખી, આ નિબંધ સમાપ્ત કરીશું, દીવેલીની બીજ અને બીજોરાંનાં બીયાં વાટીને ઘીમાં મેળવી પાવાથી, ગર્ભ ઉત્પન્ન થાય છે. અથવા લક્ષ્મણાનું મૂળ ગળામાં બાંધવાથી અને તે, ઘીમાં ઘસીને તેનો નાસ લેવાથી ગર્ભ ઉત્પન્ન થાય છે. અથવા એક બીજોરાના જેટલાં નીકળે એટલાં બીયાં, દૂધમાં વાટીને ઋતુમતિ સ્ત્રીને પાવાથી, ગર્ભ રહે છે. અથવા આસનનો ઉકાળો મેળવીને દૂધ ઉકાળવું અને તેમાં ઘી મેળવીને ઋતુસ્નાત્ થયા પછી ત્રણ દિવસ પાવાથી તે સ્ત્રી ગર્ભ ધારણ કરે છે. અથવા પારસપીપળાનાં બીજ અને જીરૂં એ બેનું

ચૂર્ણ કરી, વાસી પાણી સાથે ફાકવાથી ગર્ભ ધારણ થાય છે અથવા મીઠી દુધીનું મૂળ અને કોઠાનો ગર્ભ, દૂધમાં મેળવીને પાવાથી, તે સ્ત્રીને પુત્ર ઉત્પન્ન થાય છે, કન્યા ઉત્પન્ન થતી નથી. ધોળી ભોંયરીંગણીનાં મૂળ દૂધમાં ઘસીને પાવાથી ગર્ભ રહે છે. કેટલાક આચાર્યોનો એવો મત છે કે આ મૂળને દૂધમાં ઘસીને જમણા નાકથી પીવામાં આવે તો પુત્ર ઉત્પન્ન થાય છે. અને ડાબા નાકથી પીવામાં આવે તો પુત્રી ઉત્પન્ન થાય છે. ખરી ખોટી વાત પરમેશ્વર જાણે.

## ગર્ભનિવારણ પ્રયોગ.

જો પીપર, વાયવડંગ અને ટંકણખાર; એનું સમભાગ ચૂર્ણ કરી ઋતુકાળે જે સ્ત્રી પીએ તેને ગર્ભ રહેતો નથી. અથવા જાસુસનું ફૂલ કાંજીમાં વાટીને જે રજસ્વળા પીએ અને ઉપરથી ચાર તોલા ગોળ ખાય તો તે સ્ત્રીને કદી ગર્ભ ધારણ થાય નહિ. અથવા જે સ્ત્રી સિંધવનો કટકો તેલમાં બોળીને યોનિમાં ધારણ કર્યા પછી પુરુષથી રમે, તેને કદી પણ ગર્ભ ધારણ થશે નહિ, અથવા જે સ્ત્રી તાંદળજાના મૂળને ચોખાના ધોવણમાં વાટી ઋતુસ્નાત થયા પછી ત્રણ દિવસ પીએ તે સ્ત્રી વંધ્યાપણાને પામે છે.

## સુવા રોગનું નિદાન અને ચિકિત્સા.

શરીર ભાંગે, તાવ આવે, કંપારી થાય, તરસ લાગે, અંગ સજ્જડ થાય, સોજો, શૂળ, અને ઝાડા, એવાં લક્ષણ જેને થાય તેને સુવારોગ થયો છે એમ જાણવું. જે પ્રસૂતા સ્ત્રીને ભળતોજ ઉપચાર કરીને અથવા દુષ્ટાન્ન અથવા દુષ્ટ પાણીના સેવન કરવાથી અથવા વિષમાસન, અજીર્ણ અને ભોજન ઇત્યાદિકે કરીને

જે ભયંકર રોગ ઉત્પન્ન થાય છે તે નીચે પ્રમાણે;—વાયુ કુપિત થઇને સ્વસ્થાનમાંથી છુટેલા રૂધીરનો અવરોધ કરીને પ્રસૂતાના મસ્તક, હૃદય, બસ્તીમાં શૂળ ઉત્પન્ન કરે છે જેને મક્કલ કહેવામાં આવે છે અને તાવ, ઝાડા, સોજા, પેટનું ફૂલવું, અશક્તતા, કફ. વાતજન્ય રોગથી ઉત્પન્ન થનારા આળસ, અન્નદ્વેષ, મોંઢામાંથી પાણી છૂટવું, એવા વિકાર થાય છે તે સર્વની સુવારોગમાં ગણના કરવી અને તેમાં માંસ, બળ અને અગ્નિ એ ક્ષીણ થાય ત્યારે કષ્ટ સાધ્ય જાણવાં. આ સુવારોગમાં એકાદ પ્રકાર પ્રાધાન્યપણું ભોગવી, બાકીના ઉપદ્રવરૂપે તેની સાથે રહે છે. એવું જણાય ત્યારે ગળો, સૂંઠ, કૌવચબીજ, લજ્જામણી, ઉંટકંટારો, પંચમૂળ, નાગરમોથ, એનો ઉકાળો કરીને ટાઢો પડયા પછી મધ નાંખીને પાવાથી સુવા-રોગની શાંતિ થાય છે. અથવા દેવદાર, વજ, પાનનીજડ, પીપર, સૂંઠ, કાયફળ, મોથ, કરીયાતુ, કડુ, ધાણા, હરડાં, ગજ પીપર, રીંગણી, ગોખરૂ, ધમાસો, અતિવિષ, ગળો, બીલી, શાહજીરૂ એનો ઉકાળો કરી તેમાં સિંધવ અને હીંગ મેળવીને પાવાથી, શૂળ, ખાંસી, તાવ, શ્વાસ, મૂર્છા, કંપ, મસ્તકપીડા, લવારો, તૃષા, દાહ, તંદ્રા, અતિસાર, અને ઓકારી એટલા ઉપદ્રવવાળો ત્રિદોષાત્મક સુવારોગનો નાશ થાય છે. સુવાવડ મટયા પછી સુવાવડીને **પંચજીરક પાક** ખવાડવો. તેની રીત નીચે પ્રમાણે;–જીરૂ, શાહજીરૂ, સુવા, વરીઆળી, અજમોદ, અજમો, ધાણા મેથી, સૂંઠ, પીપર, પીપળીમૂળ, ચિત્રક, વાયવડંગ, ભોંયકોળાનું ચૂર્ણ એ દરેક ચીજ ચારચાર તોલા લઇ તેમાં ચારસેં તોલા ગોળ. એકસો અઠ્ઠાવીશતોલા દૂધ અને સોળ તોલા ઘી મેળ-વીને તેનો પાકની વિધિ પ્રમાણે પાક કરવો. તે પાક તેને ખવડાવ-

વાથી સુવારોગ મટે છે, એટલુંજ નહિ પણ પ્રસૂતાના યોનિરોગ, તાવ, ક્ષય, ખાંસી, દમ, પાંડુરોગ, કાર્શ્ય (સૂકાઈ જવું) અને વાયુના રોગનો નાશ થાય છે.

**સૌભાગ્યસુંઠી પાક:**—ઘી ૩૨ તોલા, દૂધ ૫૧૨ તોલા, શાકર ૨૦૦ તોલા, તેમાં સૂંઠનું ચૂર્ણ ૨૦૦ તોલા મેળવીને ગોળના પાક જેવી ચાસણી કરવી. તેમાં ધાણા તોલા ૧૨, વરીઆળી તોલા ૨૦, વાયવડંગ તોલા ૪, સૂવા તોલા ૪, જીરૂ તોલા ૪, અને સૂંઠ, મરી, પીપર, મોથ, તમાલપત્ર, નાગકેશર, બાલીનો ગર્ભ એ દરેકનું ચચ્ચાર તોલા ચૂર્ણ મેળવી, તેને પચાવવું. આ પાકને "નાગર ખંડ" પણ કહે છે. આ, સ્ત્રીને માટે ઘણો ઉત્તમ પાક છે, જેથી તૃષા, ઉલટી, જ્વર, દાહ, શોષ, ખાંસી, પ્લીહા, કૃમિ અને મંદાગ્નિનો નાશ થાય છે. અથવા સૂંઠ ૩૨ તોલા, ઘી ૮૦ તોલા, દૂધ ૨૫૬ તોલા, શાકર ૨૦૦ તોલા, અને શતાવરી, જીરૂ, સૂંઠ, મરી, પીપર, તજ, એળચી, તમાલપત્ર, સૂવા, વરીઆળી, અજમોદ, અજમો, ચવક, ચીત્રો અને મોથ એ દરેકના ચચ્ચાર તોલા ચૂર્ણ મેળવીને પકાવવું. તે ચાટવા જેવો થાય એટલે સિદ્ધ થયો સમજવો અને તેને ઘીના ચીકણા વાસણમાં અથવા કાચના વાસણમાં ભરી રાખી મૂકવો. પ્રસૂતાના અગ્નિબળનો વિચાર કરી, આપવાથી સુવારોગને મટાડી, બળ, વર્ણ અને પુષ્ટિને આપે છે. આ પાક વયસ્થાપક, હૃદયને પ્રિય લાગે એવો, અગ્નિને વધારનારો અને આમવાત, મક્કલશૂળ અને સુવારોગનો નાશ કરનારો છે. એ પ્રમાણે પ્રસૂતા સ્ત્રીની સુવાવડ અને સુવારોગમાં કહેલી વિધિ પ્રમાણે વર્તન ચલાવી જે વૈદ્ય પ્રસૂતાનું આરોગ્ય વધારવાને શક્તિવાન થાય છે, તેમજ પ્રસૂતા તથા પ્રસૂતાના પતિ અને વડીલો

પ્રસૂતાને આરોગ્ય રહેવામાં સહાયભુત થાય છે તો તે પ્રસૂતા (વર્તમાનકાળમાં ટૂંકા આવરદાવાળી, રોગી અને નિર્બળ થઇ, કાળના મુખ તરફ દોરાઇ જાય છે તેમાંથી બચી) આરોગ્યતા, સુખ અને વૈભવનો લાભ મેળવી, લાંબા કાળ સુધી આયુષ્ય ભોગવી, સંસાર સુખમાં આદર્શરૂપ થઇ બળવાન્, બુદ્ધિવાન, ઐશ્વર્યવાન, સંતતિને મૂકી સ્વર્ગનું સુખ ભોગવે છે. તથાસ્તુ.

તારીખ
૭-૪-૧૮
રવેઉ.

પ્રયોજક-
શા. તિલકચંદ તારાચંદ વૈદ્ય-સુરત.
લેખક—
ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદી-સુરત.



# आयुर्वेद निबंधमाळा

## ( ૯ )

## બાળકનો પ્રસવ અને સુવાવડની સારવાર.

આપણે પાછલા નિબંધોમાં જણાવી ગયા છીએ કે, સૃષ્ટિના શણગારરૂપ અને સૃષ્ટિની વૃદ્ધિ કરવા માટે, રૂપાળી, ગુણવાળી અને બળવાળી સંતતિ ઉત્પન્ન કરવાની, કુદરતે આપણને ફરજ પાડેલી છે, અને તે ફરજ પાડવા સાથે, કુદરતી નિયમો આપણને બાંધી આપ્યા છે તે પ્રમાણે નહિ વર્તનાર માણસ પાપ કરે છે, તે પાપના ફળરૂપ, જે દેશનાં મનુષ્યો એ નિયમને તોડી, મનસ્વિપણે વર્તનારા થાય છે તે દેશ પતિત થઈ, પડતો પડતો છેલ્લે ગુલામગીરીમાં સપડાય છે, તે પાપમાંથી મુક્ત થવા માટે, કુદરતના નિયમને અનુસરીને વર્તન રાખવું, એનું નામ " ધર્મ " ગણીને, તે પ્રમાણે વર્તનાર મનુષ્યો, ધાર્મિક વૃત્તિના ગણાય છે; અને જે દેશ એ પ્રમાણે વર્તતો હોય, તે દેશ તે ધર્મના પ્રભાવથી ઉન્નતિને પામી, સર્વનો શિરોમણિ, બળવાન્, ધનવાન્ અને વિદ્વાનમાં ગણાઈ, ઈતર દેશોને ખાવાવાળો, ચૂસવાવાળો અને ગુલામ બનાવનારો થાય છે, એટલા માટે આપણે સારી સંતતિ ઉત્પન્ન કરવા માટેના કુદરતના નિયમને તાબે થઈ જે ગર્ભને ઉત્પન્ન કર્યો છે, તે ગર્ભને પ્રસવ કરાવી ગર્ભવતીની પ્રસૂતાવ-

સ્થામાં, તેની સારવાર કેમ કરવી ? તે વિષે આ નિબંધ લખવાનો ઉદ્દેશ છે.

જે સ્ત્રી નવમે, દશમે, અગિયારમે કે બારમે અથવા વિકાર પામી ગમે તેટલે માસે કે વર્ષે પ્રસૂત થવાને લાયક જણાય તે વખતે, તે સ્ત્રીને માટે આઠ હાથ લાંબું, ચાર હાથ પહોળું, પૂર્વાભિમુખ અથવા ઉત્તરાભિ મુખનું સુશોભિત હવા અને ઉજાસને સમાનભાગે પ્રવેશ કરાવે એવું, ભેજ વગરનું, સ્વચ્છતાવાળું એક સ્થાન તૈયાર કરાવવું, અને જ્યારે પ્રસૂતાવસ્થાના પૂર્વરૂપ, પેટ પોચું પડી જાય, હૃદયના બંધ મોકળા થઇ જાય, પેડુમાં શૂળ નીકળવા માંડે તથા કેડમાં અને પીઠમાં પીડા થાય, ઝાડો તથા પીશાપ વારે ઘડીએ કરવો પડે એવું દેખાય, ત્યારે તેનો પ્રસૂતકાળ પાસે આવ્યો છે એમ જાણી, પ્રસૂતિગૃહનું જે સ્થાન મુકરર કર્યું છે તે સ્થાનમાં પ્રવેશ કરાવવો. તે પછી તે સ્ત્રી પ્રસૂત થવાને તૈયાર થાય ત્યારે તેના ગાત્રોમાં તેલના અભ્યંગ કરી, તેને ઊના પાણીથી નવરાવીને જેમાં વજનતાર કરી નાખેલું હોય એવી ગોળ, અસાળીઓ, સૂંઠ, તજ, અક્કલગરો, અને તેજબળના મસાલાવાળી, ગોળના પાણીમાં ઉકાળેલી રાબ પાવી અને જ્યારે પીડા વધે ત્યારે તે સ્ત્રીને પોચાં ઓસીકાવાળી પથારી ઉપર પગ મૂકીને ઉભડક બેસાડવી. તે વખતે તે સ્ત્રીની સારવાર કરનારી અથવા જણાવનારી, જેના ઉપર કોઇપણ જાતનો વહેમ નહિ હોય એવી, જણાવવાની ક્રિયામાં કુશળ. જેના નખ સારી રીતે ઉતરાવી નાંખ્યા હોય અને જે પ્રસૂતિનું પ્રસન્ન ચિત્તથી હિત કરનારી હોય, એવી, કુશળ, અનુભવી ચાર સ્ત્રીઓને તે કામમાં રોકવી. છોકરૂં અવતરવાના માર્ગને ચારે કોર તેલ ચોપડયા પછી,

તેઓમાંથી એક સોઇઆણીએ તે કષ્ટાતી સ્ત્રીને કહેવું કે "બાઇ જો તને બરાબર પીડ ન આવતી હોય તો જોર કરીશ નહિ, પણ જો બરાબર પીડ આવતી હોય તો જોર કરજે. પ્રથમ ધીરે ધીરે થોડું જોર કરજે, અને પછી વધારે જોર કરજે. તારો ગર્ભ યોનિના દ્વારમાં આવે ત્યારે ત્યાંથી નીકળીને ઓળ સહિત ધર્તિપર પડતાં સૂધી, બહુજ જોર કરજે." જો સમય વગર જોર કરવામાં આવે તો પ્રસવ થતું બાળક, મૂગું, બહેરૂં, ખુંધું, શ્વાસના રોગવાળું, ઉધરસવાળું. ક્ષયવાળું કે શિથિલ શરીરવાળું આવે છે.

હવે આ વિષયના ઉપર થોડુંક વિવેચન કરવાની જરૂર છે, તે એવી રીતે કે હાલમાં ચાલતા રિવાજ પ્રમાણે, પ્રસૂતાને પ્રસૂતગૃહમાં એક એવી શય્યા ઉપર સુવાડવામાં આવે છે કે, તે સુવાડનાર માણુસને તે શય્યા ઉપર ચાર રાત્રિ સુવાનો હુકમ કર્યો હોય તો, તે જરૂર મરી જાય અથવા મરવા પડે, તો આવી તદ્દન શિથિલ થઇ ગયલી પ્રકૃતિવાળી, શ્રમ અને થાકથી કંટાળી ગયલી. જેને આરામની ઘણી જરૂર છે એવી સ્ત્રીને તેના મનને આનંદ આપવાની ફરજને ભૂલી જઇ, એક દોરીથી ભરેલો ખાટલો અને તે ખાટલાપર કામળ અથવા ટાટના ફાટેલા, ગંધાતા કકડા પાથરેલા જેમાંથી ગંધ અને જંતુનો ઉદ્ભવ થાય એવા બીછાના ઉપર દશ દિવસ ગાળવાની ફરજ પાડવામાં આવે છે; પરંતુ તે સ્ત્રીના મનને શાંતિ આપવાની એટલી બધી જરૂર છે કે, જે સ્ત્રીને સંતતિ ઉત્પન્ન થયલી છે તેના ભવિષ્યનું બંધારણ બંધાવવાને માટે, છઠ્ઠીનો દિવસ, નિર્માણ થયલો છે તે છઠ્ઠીને દિવસે, વિધાત્રી લેખ લખવા આવે છે એવી દંતકથા આપણામાં ચાલુ છે, અને તેના દાખલા તરીકે, છઠ્ઠીને દિવસે રાત્રીના

એક દીવો પ્રકટાવી, બાળકની પાસે એક બાજઠ ઉપર મૂકી, કોઇ વૃદ્ધ પુરૂષના વાપરેલા જૂના કપડાનો કટકો પાથરી, ત્યાં આગળ કંકુ અને કલમ કરવાનું બરૂ ગોઠવી, એવું ધારે છે કે, આજ રાત્રે વિધાત્રી આવીને કંકુના અક્ષરે એના લેખ લખી જશે, જેથી બાળક ભાગ્યશાળી નિવડશે પણ જો વિધાત્રી કંકુના અક્ષરને બદલે, કાળા અક્ષરથી લેખ લખી જશે, તો તે બાળક ભાગ્યહીન થશે. એટલા માટે વિધાત્રીને લેખ લખવા સારૂ કંકુ, કાગળ અને કલમ ગોઠવવામાં આવે છે, અને અંધારામાં ભૂલ નહિ થઇ જાય એટલા માટે ત્યાં દીવો અખંડ રાખવામાં આવે છે; પરંતુ આ ચાલતી રૂઢીનું રહસ્ય એવું છે કે, મનુષ્યપ્રકૃતિના આહારનું ખરૂં વીર્ય બનવાને, ખાધેલા ખોરાક પછી, પાંચ અહોરાત્ર અને અગિઆર ઘટિકા જેટલો કાળ જાય છે, એટલા માટે પ્રસૂત થયા પછી છઠ્ઠે દિવસે, પ્રથમ દિવસે ખાધેલા આહારનું વીર્ય બને છે, અને તે ખાધેલા આહારને રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જાના રૂપમાં બદલાતાં છ દિવસ લાગે છે, તે આહારના અભિસરણથી ઉત્તરોત્તર રૂપાંતર થતાં, તેના સાથે માતાના મનોવેગ અથવા આચારવિચારથી ઉત્પન્ન થતા માનસિક પ્રવાહનો વેગ મળીને, બાળકના સાત ધાતુ અને સાત ઉપધાતુ, પાંચ તત્વો, પાંચ તન્માત્રાઓ અને ચાર અંતઃકરણ સાથે ઓતપોત થઇ, શરીરના તમામ અવયવોમાં પોપાઇને, બાળકની આખી જિંદગી શુભ કે અશુભ પ્રવૃત્તિના બીજરૂપે, એ પ્રથમના છ દિવસ મુકરર કરેલા છે, અને તેથીજ છઠ્ઠીને દિવસે વિધાત્રી નહિ, પણ "વિધાતા" એટલે પરમાત્મા અથવા કુદરતથી નિર્માણ થાય છે, તેને "છઠ્ઠીના લેખ" એવું નામ આપવામાં આવ્યું છે. હવે વિચાર કરો કે, પ્રસૂત

થવાથી નિર્બળ થયલી અને પ્રસૂતકાળમાં શરીરની અસુચિ અને પાણી આદિથી ભેજવાળી, અને અંધારામાં આચ્છાદિત થએલી, હવા અને ઉજાસરહિત સ્થાનમાં અકડાયલી પ્રસૂતાના મનપર, કેવી જાતની અસર થશે તેનો વિચાર કર્યા વિના, તેને તૂટેલી, ફાટેલી, ગંધાતી, મેલી અને નહિ વપરાયલી અવાવરૂ ગોદડીઓમાં સૂતાડી, જે અમારા શબ્દોમાં કહીએ તો, તેની ઉપર જુલમ ગુજારવામાં આવે છે, તો તે સ્ત્રી આનંદના નીતિના વિચારનું સેવન શી રીતે કરી શકે? અર્થાત્ એવું સમજાય છે કે જો સુવાવડી સ્ત્રીને અંધારામાં અને અસૂચિમા રાખવા પછી, કાંઇ રોગ ઉત્પન્ન થાય, તો તેની સારવાર માટે વૈદ્યો અને ડૉકટરોની ફી તથા દવાના બીલના સેંકડો રૂપિયા, ખરચાય, પણ એક સુવાવડી સ્ત્રીને સુખ, આરામ અને આરોગ્ય આપવા માટે, જાૂજ રકમના બીછાનાંની કસર કરવામાં આવે એ કેટલું બધું ખેદકારક અને શોચનીય છે?

ઉપર જણાવી ગયા તેમ પ્રસૂતિગૃહ ઉત્તરાભિમુખ અથવા પૂર્વાભિમુખનું રાખવું, તેનું કારણ એવું છે કે, જો દક્ષિણાભિમુખનું દ્વાર કરવામાં આવે, તો પ્રસૂતાને ઉત્તર દિશાએ માથું રાખવાનો પ્રસંગ આવે. અને ઉત્તર દિશાએ લોહચુંબકનો પહાડ આવવાથી તથા તે લોહચુંબક, લોખંડને આકર્ષણ કરનાર હોવાથી, પ્રસૂત થયલી સ્ત્રીના શરીરમાં પૌષ્ટિકતત્વ એટલે જે લોહનો ભાગ છે, તેના ઉપર આકર્ષણનું જોર વધવાથી તેના શરીરના બળને ઘટવાનો અને મગજના જ્ઞાનતંતુને ખેંચાવાનો સંભવ હોવાથી, તે પ્રસૂતાને આંકડી, લકવા અથવા એવાજ મહાન્ વાતવ્યાધિ ઉત્પન્ન થવાનો સંભવ છે. તેવીજ રીતે પશ્ચિમાભિમુખનું દ્વાર રાખવામાં આવે તો, તે સ્ત્રીને

પૂર્વ દિશાએ માથું રાખવાની જરૂર પડે છે, તેથી સૂર્યના ઉદયથી અસ્ત લગીમાં, તેના શરીર ઉપર સીધાં કિરણો પડવાથી, પ્રસૂતાના શરીરમાં અત્યંત લોહીનો ઉકાળો થવાથી, તેના હૃદય, ફેફસાં, યકૃત, અને પ્લીહા જેવા લોહીને બનાવનારા, લોહીને સુધારનારા અને લોહીને રંગનારા અવયવો ઉપર, ભારે અસર થવાથી, લોહીની ગતિમાં મોટો ફેરફાર થાય છે તેથી તે સ્ત્રીનું દૂધ, વિકારવાળું થવાથી, તે દૂધ ધાવનાર બાળકને, વૃદ્ધિ પામતું અટકાવી રોગી અવસ્થામાં લાવી નાંખે છે. કદાચ કોઈ એવો વિચાર કરે, કે પશ્ચિમાભિમુખ અથવા દક્ષિણાભિમુખનું દ્વાર રાખીશું તથાપિ, તે સ્ત્રીને ઉત્તરાભિમુખ કે પૂર્વાભિમુખ સુવાડીશું નહિ, જેથી ઉપર લખ્યા મુજબની અસરમાંથી બચાવી શકીશું. પરંતુ તેમ બનવામાં ઘણી અડચણો છે, કારણ કે દક્ષિણ દિશાએથી આવતો પવન; ગરમીથી ભરેલો અને ઝેરી હોય છે, અને એટલાજ માટે "દક્ષિણે યમાલય" કલ્પેલું છે, તે તરફનું દ્વાર ખુલ્લું રહેવાથી એ ઝેરી પવનની અસર, પ્રસૂતાના ઉપર થાય છે, જેથી તેને વ્યાધિ ગ્રસ્ત થવાનો વિશેષ સંભવ છે. તેવીજ રીતે પશ્ચિમાભિમુખનું દ્વાર હોય તો પશ્ચિમ સમુદ્રમાંથી પાણી ભરેલો પવન પ્રસૂતગૃહમાં આવવાથી પ્રસૂતાને નિર્બલાવસ્થામાં શરદી ઉત્પન્ન કરી, તેના લોહીમાં પાણીનો ભાગ વધારી, તેને મદાગ્નિ, સોજા વગેરે દરદો ઉત્પન્ન કરવાને સહાયભૂત થાય છે, એટલુંજ નહિ પણ, ચાર હાથ પહોળી જગ્યામાં આડો ખાટલો રાખવાથી પ્રસૂતાની સારવાર કરનાર પરિચારિકાઓને તે જગ્યા સાફસુફ કરતાં, બાળકને લેતાં મૂકતાં, પ્રસૂતાના મળ–મૂત્રને દૂર કરતાં, અને ઉત્તરના તથા પૂર્વના પવનને રોકાતાં, તેમજ સૂર્ય

અને ચંદ્રના આકર્ષણને પ્રતિબંધ કરતાં, મોટી અગવડો વેઠવી પડશે. એટલા માટે આયુર્વેદાચાર્યોએ પ્રસૂતિગૃહ, પૂર્વાભિમુખ કે ઉત્તરાભિમુખ રાખવાનું નિર્માણ કરેલું છે.

ઉપર જણાવવામાં આવ્યું છે કે, પ્રસૂત કરાવનારી સોઇયાણી હોશિયાર, ધીરજવાળી અને હસમુખી તથા પ્રીતિથી કામ કરનારી હોઇ વિશ્વાસપાત્ર હોવી જોઇએ, અને તેના નખ લેવડાવેલો હોવા જોઇએ, તેનું કારણ એ છે કે સ્ત્રીને પ્રસવ વખતે આમરણાન્ત દુઃખ ઉત્પન્ન થાય છે તેવા સમયમાં જો સોઇઆણી ગભરાઈ જાય એવી, ચલિત મનની અને અનુભવ વગરની હોય, તો પોતાના મનની સ્થિતિ સાચવી નહિ શકવાથી, તે કર્કશ તથા ભયભરેલાં વચનો બોલી જાય તેથી ગર્ભિણીના મન ઉપર એવી ખરાબ અસર થાય કે જેથી તેને પ્રાણ જવા સુધીનો સંભવ આવી જાય. નખ લેવડાવવાનું કારણ એ છે કે ગર્ભસ્થાનમાં આંગળી મૂકવી પડે, અથવા હાથ મૂકવો પડે અને નખ વધેલા હોય, તો ગર્ભસ્થાનના કોઇ ભાગને અથવા ગર્ભના કુમળા શરીરને નખનો જખમ લાગી જાય તો નખના જખમને બીજા જખમો કરતાં રૂઝવવાનું કામ ઘણું મુસ્કેલ થઈ પડે છે. એ ઉપરાંત સોઇઆણી સિવાય બીજી બેથી ચાર વૃદ્ધ સ્ત્રીઓ જેઓ એ કામની અનુભવી હોય તેઓને હાજર રાખવાનું કારણ એ છે કે, તેઓ પોતાના અનુભવથી પ્રસૂતાને સાંતિ આપે, તેઓ પોતાની સંબંધીની હોવાથી પ્રસૂતાને શાંતિ અને વિશ્વાસ સાથે હિંમત રહે. તેઓના અનુભવથી પ્રસૂતાની પ્રકૃતિમાં કાંઇ ફેરફાર થતો હોય, તો તે લક્ષમાં રાખી તેના સત્વર ઇલાજ કરે, અને પ્રસૂતાની યોનિમાં તેલ ચોપડયા પછી તેને ઉભડક

બેસાડીને જોર કરવાનું કહેવામાં આવે, અને તે પ્રમાણે જોર કરવાથી બાળક ગર્ભશય્યામાંથી ખસી, યોનિદ્વારમાં આવે, એટલે સ્ત્રીને ચત્તા સુવડાવવાની જરૂર પડે છે, તે અરસામાં દુઃખ તથા ભયને લીધે, સ્ત્રીના ગર્ભસ્થાનના સ્નાયુઓ સંકોચાવાથી, ગર્ભ પાછો ઉંચે ચઢી જઈ, કાળજાની સાથે જોડાઇ જવાનો સંભવ હોવાથી, એક વૃદ્ધ સ્ત્રી, તેના પેટને એવી રીતે પકડી રાખે કે, તે ગર્ભ પાછો ઉપર ચઢી શકે નહિ. એ ક્રિયાને "કલ્લો દેવો" એવું લૌકિક નામ આપવામાં આવ્યું છે. બીજી સ્ત્રીએ પ્રસૂતાના પગને રીતસર પકડી રાખવા કે જેથી ગર્ભની સાથે આવતી વેણની પીડાને લીધે ઉત્પન્ન થતી શૂળને લીધે, પ્રસૂતા પોતાના પગને પછાડી, પ્રસૂત થતા બાળકને હાનિ પહોંચાડી શકે નહિ. એવી રીતે કુશળતાથી કાર્ય કરવામાં આવે એટલે સુખરૂપ પ્રસવ થાય. જે વખતે મૂળ સોઇઆણી, બાળકને હાથમાં ઝીલી લઇ, તે બાળકની સારવારમાં એટલે તેનું માથું ગોળ કરવામાં, તેના શરીરપર ચોટેલી ઓળને દૂર કરવામાં, બાળકની ઉપર એક ઠંડા પાણીનો લોટો રેડવામાં રોકાયલી હોય, તેવે પ્રસંગે બાકીની સ્ત્રીઓ સ્ત્રીના ગર્ભસ્થાનને યથાસ્થિત સ્થિતિમાં ગોઠવવામાં અને સ્ત્રીના પેટ ઉપર મજબૂત પાટો બાંધવાના કાર્યમાં રોકાય છે. જો એવી રીતે કુશળતાથી કાર્ય કરવામાં ન આવે, તો સ્ત્રીના ગર્ભસ્થાનમાં એવો કોઇ જાતનો રોગ ઉત્પન્ન થાય, કે જેનો ઉપાય મળેજ નહિ, અને તે સ્ત્રી જીંદગી પર્યંત તે દુઃખ ભોગવતી રહે છે. આટલું વર્ણન કર્યા પછી, આપણે બાળકની સારવાર કેમ કરવી ? એ વિષયને .બાજુએ રાખી, પ્રસૂતાની સારવાર કેમ કરવી ? એ વિષયને માટે, વિવેચન કરીશું.

બાળકનો જન્મ થયા પછી, તેની ઓળ અથવા મેલીને નામે ઓળખાતી અશુચિ, જે બાળકની આસપાસ વીંટળાયલી રહીને બાળકને પોષવાનું કામ કરતી હતી, જેને આયુર્વેદાચાર્યોએ "જરાયુ" એવું નામ આપેલું છે, તે ગર્ભ સ્થાપન થતી વખતથી ગર્ભની આસપાસ, સ્ત્રીના શરીરથી અલગ રહીને, જેમ જેમ ગર્ભ વધતો જાય, તેમ તેમ તે વધીને સ્ત્રીના મળ-મૂત્રથી બચાવવાનું કામ કરે છે તે, ફૂટીને પાણીરૂપે; તેમાંનો પ્રવાહી વહી જઇને, ગર્ભસ્થાનથી છૂટી પડીને, ઓળ અથવા મેલીના નામથી ઓળખાઇને, એની મેળે બહાર પડે છે. જો એ મેલીનો થોડો ભાગ પણ ગર્ભસ્થાનમાં રહી જાય, તો પ્રસૂતાને સુવાવડમાં કેડ પાકે છે, અથવા તેમાંથી યોનિકંદ, મક્કલ અથવા યોનિમાર્ગનો દીર્ઘ વરમ, કે સોજા અને સુવારોગનો જ્વર ઉત્પન્ન થાય છે. એટલા માટે મેલી પડવાની ઘણી આતુરતાથી વાટ જોવામાં આવે છે અને તે મેલી પડી ગયા પછી, પ્રસવની વેદનાથી. અથવા પ્રસવ થતાં યોનિના થએલા વિકાસથી, અથવા પ્રસવ થતાં યોનિને પહોંચેલા જોરથી, યોનિમાં ક્ષત, ફાટ કે સોજો આવ્યો હોય, તે મટાડવા માટે પેટ ઉપર પાટો બાંધ્યો કે તુરત યોનિમાં ગોળ, મીઠું અને સુકી હળધર મેળવીને ભરી દેવામાં આવે છે, તેથી ઉપર લખેલી પીડાની શાંતિ થવા ઉપરાંત, મેલીનો કોઇપણ ભાગ રહી ગયો હોય, તે આ ઉપચારથી ગળીને બહાર નીકળી જઇ, યોનિ સ્વચ્છ થાય છે. એ પછી જણનારી સ્ત્રીએ આહાર અને વિહાર પોતાને હિતકારી હોય તે કરવા, પરિશ્રમ કરવો નહિ. મૈથુનનો ત્યાગ કરવો. ક્રોધ કરવો નહિ. ઠંડા પદાર્થનું સેવન કરવું નહિ. જો સુવાવડી સ્ત્રીથી આહાર-વિહારમાં ભૂલ થાય અને તેને પરિણામે જે

વ્યાધિ થાય છે તે ઘણે પ્રયત્ને મટે છે, અથવા મટતોજ નથી, એટલા માટે તેણે પથ્યનુંજ સેવન કરવું જોઇએ. સુવાવડી સ્ત્રીનું સઘળું ખરાબ લોહી નીકળી ગયા પછી પણ તેણે સાવધાન રહી એક માસ પર્યન્ત નિત્ય, પથ્ય અને ઘીવાળું થોડું થોડું જમવું, શેક લયા કરવો અને તેલનો અભ્યંગ કરાવવો. જણ્યા પછી દોઢ મહિનો થઇ જાય, અથવા ફરીથી અટકાવ આવે, ત્યારે સુવાવડી કહેવાતી મટે, એવો ધન્વંતરીનો મત છે. એકંદરે એવું છે કે, સ્ત્રીને ઉપદ્રવરહિત અને ચોખ્ખી થયલી જણાયા પછી પણ સુવાવડને ચાર માસ વીત્યા પછી તે નિયમો છોડવા. આ ઉપરથી સમજાય છે કે, સ્ત્રીને પ્રસૂતિકાળ આવ્યા પહેલાં ગર્ભથી પાંચમે અથવા સાતમે માસે, પોતાના પિતૃગૃહે મોકલવાનો અને પ્રસૂત થયા પછી પાંચમે યા સાતમે મહિને પતિગૃહે આવવાનો જે રિવાજ પડેલો છે તે ઘણો વિચારપૂર્વક ઘડાયલો અને સ્તૂતિપાત્ર છે, કારણ કે તેથી, ગર્ભિણીના અને સુવાવડીના નિયમો બરાબર પાળી શકાય છે. આજકાલ આપણા દેશમાં સ્ત્રીઓમાં સુવારોગ, સંગ્રહણી અને ક્ષયનાં દર્દો વધી પડવાથી જે મરણનું પ્રમાણ વધી પડયું છે અને ઘણીખરી સ્ત્રીઓ એક અથવા બીજી સુવાવડે, યુવાવસ્થાનો કાળ હોવા છતાં, અકાળે મૃત્યુને વશ થઇ, પોતાનો જન્મ હારી જાય છે, તેનું મુખ્ય કારણ આ રૂઢી અથવા નિયમનો ભંગજ છે. આજકાલ કેળવાયલી પ્રજામાં, વગર કેળવાયલી અર્ધ જંગલીના નામથી ઓળખાતી પ્રજા કરતાં, કેળવાયલી અને ઉંચ પંક્તિનું અભિમાન ધરાવનારી પ્રજામાં, એવો એક ચાલ પડી ગયો છે કે, પતિને બહારગામ નોકરી કે વેપાર હોવાથી, તે સ્ત્રીથી લાંબા સમય સુધી પતિગૃહથી દૂર થવાનો નિયમ પાળી શકાતો નથી, તેમ પ્રસૂત થવા માટે તેના પિતાને ઘેર

નહિ છુટકે મોકલી હોય, ત્યાં પણ ચાળીશમું નહાવાની રૂઢીનો ભંગ કરી, હાલમાં અઠ્ઠાવીશ દિવસે અથવા બત્રીશ દિવસે, સૂતિકાસ્નાન કરાવી, તે પછીના બે ત્રણ દિવસમાંજ પોતાની સ્ત્રીને પોતાની અગવડ સાચવવા સારૂ પોતાની પાસે બોલાવી લે છે, તેથી કાચી સુવાવડી વૈદકશાસ્ત્રના અને ધર્મશાસ્ત્રના બંધનને છોડી, તેનો પતિ તે બંધનને તોડી, તેની સાથે સમાગમમાં આવે છે, અને રસોઇપાણી વગેરે સંસારી ખટપટમાં પડવાથી, તેને જીર્ણજ્વર કે ઝાડાનો રોગ લાગુ પડી જઈ, તે સ્ત્રી મરણના મુખ તરફ ખેંચાતી જાય છે; પરંતુ તે પતિ, તે સ્ત્રીને સુવારોગમાં સપડાયા પછી, જ્યારે તે પથારીવશ થાય છે ત્યારે તેની સારવારમાં રોકાઇ, વખત અને પૈસાનો ભોગ આપી, આખરે તેને મરણ પામતી જોવાને રાજી થાય છે, પણ પ્રસૂત થતાં પહેલાના ચાર માસ, અને પ્રસૂત થયા પછીના છ માસની ધીરજ રાખી શકતો નથી, એટલીજ દલગીરીની વાત છે. માટે આયુર્વેદાચાર્યોએ બળવાન, બુદ્ધિવાન અને આરોગ્ય તથા ઐશ્વર્યવાન સંતતિ ઉત્પન્ન કરવા માટે, જે દિવસથી ગર્ભ સ્થાપન થાય તે ગર્ભ વધી તેનો પ્રસવ થયા પછી, બાળક ધાવવાનું બંધ કરી અન્ન ખાતું થાય ત્યાં સુધી, પતિ પત્નીએ બ્રહ્મચર્ય પાળવું એવો સિદ્ધાંત સ્થાપેલો છે. અને એ સિદ્ધાંતને તોડીને મોહવશ થઇને, જેટલા પ્રમાણમાં ઉલટે માર્ગે ચાલવામાં આવે તેટલા પ્રમાણમાં તે અધર્મ ગણાય અને તે અધર્મને લીધે થયલા પાપના ફળ તરીકે, ઉપર કહેલા ગુણથી ઉલટા ગુણ-કર્મ-સ્વભાવવાળી અને અલ્પાયુષી તથા રોગી સંતતિ ઉત્પન્ન થાય તેમાં કાંઇપણ આશ્ચર્ય નથી.

હવે પ્રસૂતા સ્ત્રીને ત્રણ દિવસ અથવા પાંચ દિવસ સુધી ચત્તીને ચત્તા સુવાડવી, અને તેને સંભાળપૂર્વક સાચવવી. જો તેમ કરવામાં નહિ આવે ને કાંઇક પરિશ્રમનું કામ કરવામાં આવે, તો તે સ્ત્રીનું ગર્ભસ્થાન ( કાયા ) નીચેના ભાગમાં ધસી આવે છે, અને જો સ્ત્રી વધારેવાર બેસી રહે, તો ગર્ભસ્થાનપર બોજો પડવાથી, ગર્ભસ્થાન પાકે છે, જેને કેડ પાકી છે એમ કહેવામાં આવે છે. જો કે તે પ્રયત્નથી સારૂં થાય છે પણ, તેના કમ્મરમાં થયેલો દુખાવો તેની જિંદગી પર્યન્ત રહી જાય છે, તે મટતો નથી. એટલા માટે સ્ત્રીને ચત્તી સુવાડી મૂકવાની ખાસ જરૂર છે. એ પ્રમાણે ત્રણ કે પાંચ વાસા વીત્યા બાદ તે સ્ત્રીને દરરોજ તેલ ચોળી, ગરમ પાણીથી સ્નાન કરાવવું અને તેને સ્વચ્છ કપડાં તથા સ્વચ્છ બિછાનું આપવું. તેની સાથે હલકો પણ ઘીવાળો ખોરાક આપવો, પરંતુ ચાલતા જમાનાના રિવાજ પ્રમાણે દૂધ અથવા ચાય (ચાહ) તો બીલકુલ આપવાંજ નહિ. વર્તમાનકાળમાં સ્ત્રીઓને બાળકના પેટ પૂરતું પણ દૂધ ઉતરતું નથી તેનું ખરેખરૂં કારણ, ગર્ભાવસ્થામાં અથવા પ્રસૂતાવસ્થામાં દૂધ અને ચાય છે. જે પ્રજામાં દૂધ અને ચાય આપવામાં આવતાં નથી, તે પ્રજામાં બાળકો ધાવવા ઉપરાંત, દૂધનો એટલો મોટો પાનો ચઢતો જોવામાં આવે છે કે, એક તરફ બાળક ધાવતું હોય તો બીજી તરફના સ્તનમાંથી દૂધ વહી જતું દેખાય છે, અને તેનો અનુભવ આ જમાનાની સુધરેલી અને ફેન્સી સુવાવડ કરતાં, આજથી પચાશ વર્ષ ઉપરની પ્રસૂતાસ્ત્રીને પૂછવાથી, તે પોતાની હકીકત આ વાતને પુષ્ટિ આપનારી જણાવશે.

પ્રસૂતાસ્ત્રીને બીજા વાસાથી, સવારમાં પ્રથમ સુવા તોલા એ..

અને મેથી તોલા બેને, એક શેર પાણી મુકી, ઉકાળી, નવટાંક પાણી રહે ત્યારે કપડે ગાળી લઇ, તેમાં બે રૂપીઆભાર ચોખ્ખું મધ નાંખી પાવું અને તે પછી ઓછામાં ઓછો ૦। તોલો બોળ, ભૂકો કરીને ગળાવવો બોળને માટે એવો વહેમ છે કે, બોળ ગળનારી સ્ત્રી જો બોળને પોતાના દાંતને અડકાડે તો દાંત પડી જાય છે, પણ એ વાત તદન ખોટી છે. હેતુ એવો છે કે, બોળ દાંતમાં ભરાઇ જવાથી, તેની કડવાસ અને ગંધથી, મોઢું ઘણા વખત સુધી બગડેલું રહે છે, જેથી બીજો ખોરાક ખાવામાં અરૂચી ઉત્પન્ન થાય છે, એટલા માટે બોળને દાંતે નહિ અડકાડતાં ગળી જવાની બલામણ કરવામાં આવે છે. બોળને ગળ્યા પછી બેઆનીભાર હીંગડો લેવો અને તે હીંગડાની આસપાસ રૂ લપેટવું. તે રૂને સળગાવી બાળી મુકવું, એટલે હીંગડો ફુલી જશે, તેનો ભૂકો કરીને ફાકી મરાવવી. તે પછી હવળાઇ તૈયાર કરેલી હોય તે મધમાં ચટાડવી. તે હવળાઇ નીચે પ્રમાણે બનાવવી;—

સુંઠ, મરી, પીપર, પીપળીમૂળ, અક્કલકરો, પાનની જડ, તજ, લવેંગ, જાયફળ, જાવંત્રી એલચી, અને તેજબળ એને સમભાગે લઇ, ખાંડી, વસ્ત્રગાળ ચૂર્ણ કરી રાખવું. કેટલાક લોકો એમાં હીંગબોક મેળવે છે, અને કેટલાક નથી મેળવતા.

ઉપલી હવળાઇ: ચટાડયા પછી થોડીવારે ભૂખ લાગે ત્યારે ઘઉંની રોટલી, સુંવાળી, સાતપડી કે દશમી, અથવા ભાવે તો ઘઉંના લોટનો ગોળમાં બનાવેલો શીરો ખાવા આપવો. રોટલી સાથે ગળપણ તરીકે મધ આપવું. એવી રીતે પાંચ દિવસ ચલાવવું. તે પછી સુવા મેથાનો

ઉકાળો બંધ કરી, બાકીની ક્રિયા કાયમ રાખી, સુવા–મેથીના ઉકાળાને ઠેકાણે **દશમૂળનો ઉકાળો** આપવો. તે દશમૂળ આજકાલ ખરાં મળતાં નહિ હોવાથી, અમારી કલ્પના પ્રમાણે નીચે પ્રમાણેની દશમૂળની પડી, મેળવાવવી;—

**દશમૂળની પડી**—આંકડાનું મૂળ, દીવેલાનું મૂળ, અરણીનું મૂળ, કાચકીનું મૂળ, ભારંગમૂળ, પહાડમૂળ, ચિત્રામૂળ, લીંબછાલ સૂકી, ગળો, ભોંયરીંગણી પંચાંગ, સુંઠ, સુવા, વાયવડંગ, એટલાં વસાણાં લાવી, સ્વચ્છ કરી, તેનો ઉકાળો કરી, તે ઉકાળાનું ચાર તોલા પાણી, એક તોલો સ્વચ્છ મધ નાંખીને પાવું. જો આ અમારી કલ્પિત પણ અનુભવેલી પડી ઉપર ધ્યાન નહિ પહોચે તો, શારંગધર સંહિતામાં લખેલો "દેવદર્વ્યાદિ ક્વાથ" પાવો. તે ક્વાથ નીચે પ્રમાણે મેળાવો;—

દેવદાર, વજ, વજકાવળી, પીપર, સુંઠ, કાયફળ, મોથ, કરીયાતુ, કડુ, ધાણા, મોટી હરડે, ગજપીપર, ધમાસો, ગોખરૂ, ભોંયરીંગણી, અતિવિષ, ગળો, કાકડાસીંગ અને શાહજીરૂ એ સર્વને સમભાગે એકેક તોલો લઈ, પાણી શેર એ મુકી, ⅛ પાણી બાકી રહે ત્યારે એક તોલો ચોખ્ખું મધ નાંખીને પાવું. એટલે પ્રથમ ઉકાળો પાવો, પછી બોળ ગળાવવો, પછી હીંગડો ગળાવવો, પછી હવળાઇ ચટાડવી અને તે પછી સુંઠ તોલો ૧. કોપરૂં તોલો ૧. ગોળ તોલો ૧. અને ઘી તોલો ૧. એકઠું કરી ચોળીને એકટંકે ખવડાવવું. આટલો વિધિ સવારમાં કર્યા પછી, રાત્રે વાળું કર્યાબાદ પ્રથમ હવળાઇ ચટાડવી, પછી હીંગડો ગળાવવો, પછી ઉકાળો પાવો અને જો એટલું કરતાં છતાં વાયુનું જોર વધારે જણાય તો પાકાં પાન (ચેવલી) નંગ,

૫. આદુ તો. ૨ ફુદનોપણી—૪ એને વાટીને રસ કાઢી તેમાં મધ તો. ૧ નાંખી, જરા ગરમ કરી પાવું; જેથી ખાટા હોડકાર, પેટનું ચઢવું, પેટની અકળામણ મટી જઇ, ખોરાક સારી રીતે પચે છે. ઉપર પ્રસૂતિ સમયમાં જે ગોળ, મીઠું અને હળદર ( યોનિમાં ) લેવાનું કહ્યું છે, તે ૩ દિવસ લીધા પછી બંધ કરી દેવું, અને તે પછી, વાયવડંગ, વાકુંભા, સુવા, મેથી, આંબાહળદર, સાજી, લોધર, ખાંડી ભૂકો કરી તેમાં થોડું મધ મેળવી તેની પોટલી કરી યોનિમાં વાપરવા આપવી. એ પ્રમાણે ૧૦ વાસા એટલે બાળાબળીયા પુજતાં સુધી, અથવા દશ ઉટણ સ્નાન કરતાં સુધી, ઉપર જણાવેલો ક્રમ ચાલુ રાખવો. એ ક્રમ ચાલુ હોય છતાં કોઈ પ્રસૂતાને પાણીની અત્યંત તૃષા લાગે તો, તેને સોનાનો વરખ નંગ એક, મધમાં ચટાડવો. એ ચટાડવાથી તરસ- મટી જશે અને મોંમાં અમી આવશે. જો પ્રસૂત થયા પછી શરીરે કળતર થતું હોય, પગની જાંગોની અને પેઢુની નસો ખેંચાતી હોય, તો શરીર ઉપર દારૂ ચોળાવવો અને તે પછી તેલ ચોળીને સ્નાન કરાવવું. પરંતુ સ્નાન કર્યા પછી પણ દારૂ ચોળવાની હરકત નથી. કેટલાક લોકમાં પ્રસવ થાય કે તુરત, ગર્ભ-સ્થાનમાં દારૂ રેડવાનો ચાલ છે. કેટલાક લોકોમાં ફટકડીના કકડા લેવડાવવાનો ચાલ છે, અને કેટલાકમાં આખી સુવાવડમાં કોઈપણ પદાર્થ લેવડાવવાનો બીલકુલ ચાલ નથી. પરંતુ અમારા વિચાર પ્રમાણે એ ત્રણે રીત સારી નથી, કારણ કે દારૂ રેડવાથી તેના આલ્કો-હોલ ( નીશા ) વાળા તત્વો મગજે ચઢી જવાથી ઘણીવાર હિસ્ટીરીયા જેવા ભયંકર રોગોનો ઉપદ્રવ થાય છે, તેમ ફટકડી આપવાથી નસો ખેંચાઇ, વખતે યોનિશૂળ કે મક્કલરોગ થવાનો સંભવ છે, અને કંઈ

પણ પદાર્થ નહિ સેવડાવવાથી ઘણીવાર પ્રસૂતિનો દોષ બાકી રહી જાય છે તેથી પ્રદર ( લીકોરીયા ) થવાનો સંભવ છે. લીકોરીયાના દર્દી વર્તમાનકાળમાં કોઇપણ પ્રકારની દવા નહિ વાપરનારી કોમ તથા આપણામાં સુધરેલી ઢબે સુવાવડની સારવાર થએલી પ્રસૂતામાં સેંકડે ૯૦ ટકા દેખાય છે. એ બાર વાસા દરમિયાન માત્ર ઘઉં, ઘી અને મધ ખાવાનું લખવામાં આવ્યું છે, પરંતુ મઠ, મગ, એ બે કઠોળ અને સુરણનું પાણી નાખ્યા વગરનું શાક, તેલ, મરી, અને ગરમમસાલા સાથે ખાય તો હરકત નથી. આજકાલના સર્વ લોકો સુવાવડીને ઝામેલું પાણી પાય છે, પરંતુ તે એક ફારસ જેવું છે. કારણ કે એક ઇંટનો કકડો લાલચોળ તપાવી અથવા એક લોખંડનો કકડો લાલચોળ તપાવી તે ઉપર પાંચ સાત દાણા લવેંગના મૂકી, તે ગરમ કકડા પાણીમાં છમકારે છે, અને તે પાણી પ્રસૂતાને પીવામાં આપે છે, પરંતુ પ્રસૂતાને પ્રથમ દશ વાસામાં અષ્ટાવશેષ, અથવા દ્વિપાદશેષ પાણી બનાવીને, પીવા માટે આપ્યું હોય તો, ઘણા પ્રકારના વ્યાધિનો નાશ કરે છે, અને પછી ૧૨ વાસાબાદ ત્રિપાદશેષ એટલે ઉકળતાં ત્રણ ભાગનું પાણી બાકી રહે તે પાણીને ગાળીને થંડું પડયા પછી ૪૦ વાસા લગી પાવામાં આવે તો ઘણું ઉત્તમ છે, કારણ કે એક ભાગ બળેલું પાણી પિત્તની શાંતિ કરે છે, બે ભાગ બળેલું પાણી કફની શાંતિ કરે છે અને આઠ ભાગ બળેલું પાણી વાયુની શાંતિ કરે છે, એટલા માટે ઝામેલાં કરતાં ઊકાળેલું પાણી વધારે ફાયદાકારક છે. પ્રસૂતાસ્ત્રીને ઝામેલું કે ઉકાળેલું પાણી પાતાં એટલી સાવધાની રાખવાની છે કે, દિવસ ઉગ્યા પછી તૈયાર કરેલું પાણી, દિવસ આથમ્યા પછી પાવું નહિ, અને દિવસ આથમ્યા પછી તૈયાર કરેલું પાણી, દિવસ ઊગ્યા

પછી પાવું નહિ, કારણ કે એટલો કાળ વીત્યા પછી તે પાણી, દુર્જર અથવા ભારે થઈ જાય છે. કેટલાક લોકોમાં એવો રિવાજ છે કે, પ્રસૂતાઓને દશ વાસામાં તમામ જાતનો ખોરાક, ફરજિયાત ખવડાવવામાં આવે છે, અને તેઓ એમ સમજે છે કે દશ વાસામાં જે જે જાતનો ખોરાક ખાધેલો હોય તો તે સુવાવડી સ્ત્રી સુવાવડમાંથી ઊઠયા બાદ, જ્યારે જ્યારે તે ખોરાક ખાય, ત્યારે તેના પેટમાં, દૂધમાં બિગાડ નહિ થતાં તે ખોરાક બાળકને નડતો નથી. એટલા માટે તમામ જાતનો ખોરાક આપવાનો ચાલ છે, પરંતુ એ રિવાજ ઘણો ભૂલ ભરેલો અને ભયંકર નુકસાન કર્તા છે. કારણ કે લાપસી, શીરો, લાડુ, દૂધપાક, ઘીયલા ઘઉંની પુરી, વેડમી, માલપુડા અને બધી જાતનાં પકવાનો ગુરૂ કહેવાય છે. તથા ભજીયાં, પાંતરાં, મુઠીયાં, ઢોકળાં, ઢોકળી, પુડા, ખાણમી, ઘેગો ( વેસણ ) વગેરે ખોરાક વિદાહી કહેવાય છે, અને તે ગુરૂ અને વિદાહી, ભેગો મળવાથી અથવા એક પછી એક ખાવાથી, પ્રસૂતાના પેટમાં આધમાન ( પેટ ચડવું ) વાયુ, અજીર્ણને ઉત્પન્ન કરી, તેને તાવ લાવે છે; પરંતુ એટલેથી અટકે તો તો ઠીક, પણ જો એથી વધીને દગ્ધાજીર્ણ, વિષમાજીર્ણ, આમાજીર્ણ, વિદગ્ધાજીર્ણ કે ભષ્માજીર્ણના રોગનો ઉપદ્રવ થાય, તો તે સ્ત્રીને પ્રસૂતાવસ્થામાં સંગ્રહણી, યોનિશૂળ, ગુલ્મ, તાવ અને સન્નિપાત તથા શ્વાસના રોગો લાગુ પડે છે, એટલા માટે પ્રસૂતા સ્ત્રીને પચે એટલો, પુષ્ટિકારક, જેમાં વિદાહી કે ગુર્વાન્નનો સમાવેશ ન થયો હોય તેવો હલકો ખોરાક આપવો, પણ હલકામાં ગણાતું દૂધ તો આપવુંજ નહિ. દૂધ આપવાથી પ્રસૂતાના મળ બગડે છે, અને તેનો પાક ખાટો હોવાથી પેટમાં એક જાતના કૃમિ ઉત્પન્ન થાય છે, તેથી તે સ્ત્રીને

સંગ્રહણી, કે સોજા ઉત્પન્ન થવાનો ભય રહે છે, અથવા એટલું તો નક્કી છે કે, જે સ્ત્રી સુવાવડમાં દૂધ ખાતી નથી પરંતુ ઉપર લખ્યા મુજબ ઘીનું સેવન કરે છે તેના કરતાં દૂધ ખાનારી સ્ત્રીને પ્રત્યક્ષમાં કોઇ રોગ કદાચ નહિ દેખાય, તોપણ સુવાવડમાંથી ઊઠયા પછી, તેના મુખ ઉપર ઓજસનો ચળકાટ દેખાતો નથી, પણ ચહેરો ઉલટો ફિક્કો માલમ પડે છે, એટલા માટે આપણા પરંપરાના રિવાજમાં, અનુભવી અને ઘરડાં માણસો, સુવાવડી સ્ત્રીને દૂધ આપવાનો સખત પ્રતિબંધ કરે છે. અને જો તે આપવાની ભલામણ કરીએ તો બબડે છે. એ પ્રમાણેની વિધિએ વિચરતાં દશ ઉઠણ સ્નાન અથવા બારાબળી-યાનું પુજન કરતાં સુધી ઉપર પ્રમાણેના ઉપચાર ચાલુ રાખવા, અને તે પછી જરૂર જણાય તો દેવદર્વાદિ કવાથ ચાલુ રાખવો, પણ જો પેટમાં શૂળ, મળનો અવરોધ, પેટનું ભારેપણું, તાવ, ઉલટી, માથાની ચકરી અને મોઢું બેસ્વાદ નહિ હોય તો પછી કવાથની જરૂર નથી; પરંતુ બોળ, હીંગડો, અને હવળાઇ જારૂ રાખી, તે પછી **તજાનાની રાબડી** શરૂ કરવી. તેની વિગત નીચે પ્રમાણે

સુંઠ, મરી, પીપર, અક્કલકરો, તજ, લવેંગ, એલચી, જાયફળ, જાવંત્રી, બદામ, પસ્તા, ચારોળી, લાલદ્રાક્ષ, છીણેલું સુક્કું કોપરૂં, ખસખસ, અસાળીઓ, અને નાગકેશર એ સર્વ વસાણાં સમભાગે લઇ, તેમાંનાં કઠણ વસાણાંને વાટી, વસ્ત્રગાળ કરવાં. મગજ તથા દ્રાક્ષને ઝીણા છુંદવાં. સુકા કોપરાને છીનવું, અને ખસખસ તથા અસાળીઓ આખાં નાંખી, સર્વને એકત્ર કરી, ભરી રાખવું પછી તેમાંથી એકથી બે તોલા સુધી ભુકો લઇ, તેટલાજ ઘીમાં તેને જરા સાંતળી, તેમાં બે તોલા ગોળનું ૦ા શેર પાણી કરી, સાંતળેલા મસા-

લામાં રેડી એ ઉભરા આવવા દેવા અને તે રાબડી, બહુ ગરમ પણ નહિ, અને બહુ ઠંડી પણ નહિ, એવી મધ્યમસરની પાવી. તે પાયા પછી આગળ બતાવવામાં આવ્યું છે તે પ્રમાણે સુંઠ, ગોળ અને ઘીવાળી ગોળી ખવડાવવી. તે પછી ભૂખ લાગે તો, શીરો, રોટલી, સુંવાળી, સાત પડી કે દશમી અને તેલ, મરચાં, હીંગ, ગરમમસાલા-વાળું સુરણ દુધીનું, કારેલાનું, પરવળનું, ઘીલોડાનું, વગર લોટ નાંખેલી સેકટાની સીંગનું શાક અને મગ, મઠ, ચણાનીદાળ એટલું કઠોળ ખાવું. કઠોળ, શાક તરીકે ખાવાની રજા અપાયલી છે, પણ તેથી એમ સમજવાનું નથી કે, ચણાની દાળનાં ખમણઢોકળાં, ચણાના લોટની ખાણમી, મગ, મઠ, ચણા, ઘઉંને ભરડીને તેનું બનાવેલું ઢીંગેલું અને કપુરીયાં તથા મુઠીયાં, ઢોકળાં કે ઢોકળી ખાવાની રજા મળી છે, પરંતુ એવા વિદાહી ખોરાકને ખાવાની ખાસ મના કરવામાં આવી છે. એ પ્રમાણે ૨૫ વાસા લગી, આ ક્રિયા ચાલુ રાખવી. તે પછીના ચાળીશમું નહાતાં લગીના વાસામાં જો જરૂર જણાય, અને પ્રસૂતાથી નહિ રહી શકાય તો એકવાર થોડો ભાત, મોળી દાળ અથવા મોળા દહીંની આદુ કુદનો નાંખેલી કઢી આપવી. પણ તેમાં વિવેક એ કરવાનો છે, કે જો પ્રસૂતાને બંધકોષ હોય તો, ભાત સાથે દાળ આપવી અને જો બંધકોષ ન હોય તો કઢી આપવી. પરંતુ જો બની શકે અને રહી શકાય તો ચાળીશમું નહાતાં સુધી તેને ભાત, કઢી કે નરમ દાળ આપવી નહિ. હવે બાર વાસા પછી, પ્રસૂતાને ગર્ભસ્થાન સુધારવાને સુરતના ગાંધીઓને ત્યાં નીછારવાના કટકા અથવા ભુકો અને બંધારાનાં મુડીયાં મળે છે તે બારથી વીશ વાસા સુધી, નીછારવાનો ભુકો લઇ તેમાં જરા મધ મુકી તે પોટલી તેલમાં બોળી લેવડાવવી અને તે પછીના

દશ દિવસ બંધારાનાં મુડીયાંને ૩ વીંટાળી લેવડાવવાં. એક માસ પછી કોઇપણ જાતની દવા યોનિમાં લેવાની જરૂર નથી; પણ જો નીછારવા તથા બંધારાના મુડીયાં નહિ મળે તેવે ઠેકાણે દશઉઠણુ નાખ્યા પછી, વીશ વાસા સુધી, વાયવડંગ તોલા ૪. વાકુંભા તોલા ૪. આંબાહળદર તોલા ૨ ને ખાંડી બારીક કરી તેના ચૂર્ણમાં મધ મેળવી તેની પોટલી લેવડાવવી; અથવા ઘી તો. ૨ મધ તો. ૨ નો પાયો કરી તેમાં વાયવડંગવાળો ભુકો સમાય તેટલો નાંખો. રૂના પુમડાંમાં લપેટી તેની રૂપિયા અર્ધાભારની ગોળી કરવી, અને જો યોનિમાર્ગ અર્ધાભારની ગોળી લઇ શકે એટલો પહોળો ન રહ્યો હોય તો ગોળી નાની કરવી અને તે પછી તે લેવડાવવી. વીશ વાસા પછી ચાળીશમું નહાતાં સુધી બંધારાને માટે લોધર, ફટકડી, માયું, વાયવડંગ, વાકુંભા, આંબાહળદર, કસીલો અને કાળીજીરીને ખાંડી વસ્ત્રગાળ કરી, વેગણનાં પાંતરાંના રસમાં ગોળી વાળી, છાંયે સુકવી, તેની ચણીબોર જેવડી ગોળી, લેવડાવવી એટલે યોનિ સંકોચન થશે; અથવા અજમો તો ૧ લોધર તો. ૧ વાયવડંગ તો. ૧ વાકુંભા તો. ૧ માયું તો. ૧ ભાંગ તો. ૨ અને રાતી કરેણનાં સુકવેલાં ફૂલ તો. ૨ એને વાટીને સેલારસમાં તેની ચીણીબોર જેવડી ગોળી વાળવી અને તે ગોળી લેવડાવાથી પ્રસૂતાવસ્થામાં અથવા પ્રસૂતા ન હોય એવી અવસ્થામાં યોનિભ્રંષ ગયો હોય, યોનિ શૂળ થયું હોય, યોનિમાર્ગનો દીર્ઘ વરમ થયો હોય, યોનિમાંથી દુર્ગંધિભર્યો શ્રાવ થતો હોય, તો તેને આ ગોળીઓ લેવડાવવાથી ફાયદો થશે. જો આહાર વિહારનો નિયમ નહિ સચવાવાથી અથવા ભાર ઉંચકવાથી, યોનિ ઘસી હોય તો, અરડુસાનાં પાંતરાં, અરણીનાં પાંતરાં, ચેવલી પાન અને નગોડનાં પાંતરાં સરખે

ભાગે લીલાં ને લીલાં લઇને એક વાસણમાં ભરી, તે વાસણપર ઢાંકણું ઢાંકી, નીચે તાપ કરીને, તે પાંતરાંને બાળી રાખોડી કરવી. એ રાખોડીમાં થોડું મધ મેળવી તેની પોટલી સેવડાવવાથી, યોનિનો સંકોચ થાય છે, ધસેલી કાયા પોતાને સ્થાને જાય છે, અને યોનિસ્રાવ બંધ થાય છે. એ પ્રમાણે સામાન્ય સુવાવડનો વિધિ લખવામાં આવ્યો. હવેથી વિશેષ સુવાવડ એટલે સુવાવડમાં થતા ઉપદ્રવને શાંત કરતા જવું, અને પ્રસૂતાના શરીરનું રક્ષણ કરવું, એવા અગત્યના વિષય તરફ વાંચકોનું ધ્યાન ખેંચવામાં આવે છે.

કદાચ કોઇ પ્રસુતાના મુખમાં અત્યંત ગરમી હોય અને તીખી વસ્તુ ખાઇ શક્તી ન હોય તો, તેને હવળાઇ બંધ કરી એટલે નહિ આપતાં બે રત્તીને આસરે કાચો હીંગળોક અને એક સોનાનો વરખ, પ્રસૂત થયા પછી દશ વાસા સુધી મધમાં ચટાડવો, અને દશ વાસા પછી તેજાનાની રાબડી, ગરમીને લીધે નહિ પી શકે તો, તેને બદામ, પસતાં, ચારોળી, એલચી, અખોડ, ચીલગોઝા, કાકડી, ચીભડી, તડબુચ, અને દૂધીના મગજ તોલો તોલો લઇ, તેમાં સફેદ મરી તોલો એક નાંખી, પાણીમાં ગોળ અગર શાકર સાથે રાબડી બનાવીને પાવી. શાકરને બદલે ગોળ વાપરવો એ અતિ ઉત્તમ છે, કારણ કે ગોળના પાણીથી મગજની ગરમી અને પીસાબની ગરમી, તેના ઇંદ્રિ જુલાબના ગુણને લીધે, ધોવાઇ જાય છે, તેમજ હૃદય, કોઠો અને બસ્તીની શુદ્ધિ થાય છે. શાકર ઘણી સ્વાદવાળી તથા રૂપાળી છે, પણ આવો ગુણ તે ધરાવતી નથી. ઘણી પ્રસૂતાને સુવાવડમાં પાછલી અરજ ( અભાવો ) પડે છે. તે અરજને લીધે તેનાથી કશું ખવાતું નથી, તેવા વખતમાં ખાટાં લીંબુને ચીરી, નેતે માટીના વાસણમાં મુકી, નીચે તાપ કરી,

બાળીને કોયલા કરવા. તે કોયલાની રાખોડી વાલ બે, એલચી નંગ ચારને છોડા સાથે વાટી, તેને પાણીમાં મેળવી તે પાણી દિવસમાં ત્રણ વાર પાવું, જેથી અભાવ મટી જશે અને અન્ન ઉપર રૂચી થશે. કેટલીક પ્રસૂતાને અભાવ પડતો નથી પરંતુ ખાધા પછી તુરત ઉલટી થાય છે અને તે ઉલટીથી તેના ગર્ભસ્થાનની વ્યવસ્થા બગડે છે, તેવા વખતમાં કપુરકાચલી બારીક વાટી પાણીમાં મેળવી તેની વટાણા વટાણા જેવડી ગોળીઓ બનાવવી, અને તે **છર્દિ રિપુની** ગોળી કલાક કલાક અથવા બબ્બે કલાકે પાણી સાથે ગળાવવી, જેથી ઉલટી બંધ થઇ જશે. આ ગોળીથી નાનાં બાળકને કે મોટાં માણસને કોઇ પણ પ્રકારની ઉલટી થતી હોય તો તે ઉલટી બંધ થઈ જાય છે એવો અનુભવ છે. કોઇપણ પ્રસૂતાને પ્રસૂતાવસ્થામાં તાવ લાગુ પડી જાય, તો તેને માટે અતિવિષની કળીનું ચૂર્ણ વાલ એક મધમાં ચટાડવું. અથવા વાયવડંગ, ઇંદ્રજવ, અતિવિષ, અજીસુ, કાચકાની મીજ અને કર્માણી અજમો એને વાટીને વસ્ત્રગાળ કરીને, તેની મધમાં વટાણા જેવડી ગોળી કરીને દિવસમાં ત્રણવાર બબ્બે અથવા ત્રણ ત્રણ ગોળી પાણી સાથે ગળાવવી. જો તેને ખાંસી લાગુ પડી ગઇ હોય તો, ખેરસાળ, લવેંગ, સેકેલું જીરૂં, જેઠીમધનું મુળ, અજમો અને સિંધવક્ષારનું બારીક ચૂર્ણ કરી, મધમાં ચટાડવું અથવા તે ચૂર્ણને પાનમાં મૂકી તેની બીડી મોંમાં રાખી તેનો રસ ગલાવવો. જો પ્રસૂતાવસ્થામાં ઝાડા વિશેષ થતા હોય તો, અતિવિષ, જાયફળ, જાવંત્રી, વાયવડંગ, અજીસુ, કડાછાલ, અને મોચરસ સમભાગે લઇ તેનું ચૂર્ણ કરી, તે ચૂર્ણમાંથી ૦। તોલો ચૂર્ણ લઇ, તેને પાણીમાં વાટી, ચાર તોલા પાણી કરી, તેમાં ઘડાની પાતળી ઠીકરી અગ્નિમાં લાલચોળ તપાવી, પેલા પાણીમાં છમ-

કરીને દિવસમાં ત્રણવાર પાવું એટલે ઝાડા બંધ થશે. એવીજ રીતે પ્રસૂતીને મરડો થયો હોય, એટલે પેટમાં દુખીને આમ, જળસ, તથા લોહીવાળો થોડો થોડો ઝાડો થતો હોય તો, **મરડાની ગોળી.** હીમજીહરડે તોલા ૮. આમળાં તો. ૫. વરીઆળી તો. ૨. કડાછાલ તો. ૨. બીલી. તો. ૨. અતિવિષ તો. ૨. પીપરીમૂળ તો. ૨. અજમોદ તો. ૨. કાકડાસીંગ તો. ૨. ઇંદ્રજવ તો. ૨. વાળો. તો. ૨. ચીત્રામૂળ તો. ૨. સુંઠ તો. ૨. એ સર્વને લઇને ખાંડી, વસ્ત્રગાળ કરી, તેને દીવેલાના મૂળના ઉકાળામાં વાટી, ચણા જેવડી ગોળીઓ વાળી તેમાંથી બબ્બે ગોળી, દિવસમાં ત્રણવાર, જો લોહી પડતું હોય તો, સુખડના પાણી સાથે, અને જો લોહી નહિ પડતું હોય અને એકલો મરડો હોય તો, ફક્ત પાણી સાથે આપવાથી, આમ-જળસ અને લોહીવાળા ઝાડા બંધ થાય છે. એ ગોળી સુવાવડ ન હોય તો પણ, સ્ત્રી-પુરુષ અને બાળકોને આપી શકાય છે. ઘણી વખત સુવાવડમાં ઉષ્ણવાયુ એટલે ઊનવા બળે છે અને બબ્બે ટીપાં પેસાબ ઉતરી, પેઢુમાં ફાટ થાય છે તેવે વખતે સુખડ ઘસીને તેના પાણીમાં જરાક શાકર નાંખીને પાવાથી, અથવા અડાયાની રાખોડી તોલા બેને આશરે પાણી શેર ૦ામાં રાત્રે પલાળી મૂકી, તે પાણી સવારે કપડે ગાળીને પાવાથી ઉનવા મટે છે. ઘણીવાર સુવાવડી સ્ત્રીને યોનિકંડુ એટલે યોનિના હોઠ ઉપર અને બાજુમાં પુષ્કળ ખુજળી થાય છે, તેવા વખતમાં તે ખુજળી ઉપર તેલ ચોપડવું અથવા અડાયાની રાખોડી ઘસવાથી તે મટે છે. કેટલીક સ્ત્રીઓને ગર્ભાવસ્થામાં શરીરે સોજા આવે છે, અને તે સોજા ઘણી વાર બાળકનો પ્રસવ થયા પછી, એની મેળે ઉતરી જાય છે, પરંતુ ઘણીવાર એવું બને છે કે, એ સોજા બાળકના જન્મ્યા પછી પણ

ઉતરતા નથી અને સુવાવડી સ્ત્રીની ઘણી ભયંકર અવસ્થા થઈ પડે છે, તેવે વખતે સોજાની ચિકિત્સામાં ગૌમૂત્ર અને લોહભસ્મ અથવા "પુનરનવાદિ ક્વાથ" એ રોગપર અકસીર ગણાય છે, પરંતુ પ્રસૂતાવસ્થામાં એ ઉપચાર સગવડ પડતો અને ફતેહમંદ ઉતરતો નથી, પરંતુ એવી અવસ્થામાં જો **"પંચામૃત પર્પટી"** નાં અર્ધાં અર્ધાં વાલનાં ત્રણ પડીકાં, મધ સાથે આપીને તેને ઘી ખાવાનું બંધ કરાવીને, એ પર્પટી ચાલુ રાખી હોય તો, ઝાડા, ઉલટીનો કાંઈપણ ઉપદ્રવ નહિ થતાં, સોજા એની મેળે ઉતરી જાય છે એવો અમારો ખાસ અનુભવ છે. તે પંચામૃત પર્પટિ બનાવવાની રીત એવી છે કે, પારો તોલા બે, ગંધક તોલા બે, તાંમ્રભસ્મ તો. એક. લોહભસ્મ તો. એક. અભ્રકભસ્મ તો. એક. એ સર્વેને વાટી કાજળી કરી, લોખંડની કઢાઇમાં ઘી ચોપડી તેમાં તે કાજળી નાંખી, ધીમે તાપે એ સઘળું પીગળાવવું. પીગળીને દ્રવરૂપ થાય એટલે ગાયના છાણ ઉપર કેળનું પાંતરૂં પાથરી, તે ઉપર કઢાઇમાંનો દ્રવરૂપ પદાર્થ નાંખી પાથરી દેવો, અને તરત તે ઉપર બીજું કેળનું પાંતરૂં ઢાંકીને, તે પાંતરાં ઉપર બીજું ગાયનું છાણ ઢાંકવું, અને તે ઠંડું પડયા પછી, કેળના પાંતરાંની વચમાંથી પર્પટી રસને કાઢી લઈ, તેને ખરળમાં ઘણો ઝીણો વાટી, શીશીમાં ભરી લેવો. આ પર્પટી રસથી સોજા, તાવ, સંગ્રહણી, અતિસાર, અને પ્રસૂતાની ખાંસી, અમુંઝણ મટી જાય છે અને શક્તિ પણ આવે છે. પ્રસૂતા સ્ત્રીને ઘણીવાર, તાવ આવ્યા પછી તેના આહારવિહારની ખામીને લીધે તે તાવ વિષમજ્વરના રૂપમાં ફેરવાઇ જાય છે, એટલે તાવ પુષ્કળ આવે છે, પણ હાથપગ ઠંડા રહે છે. તે તાવનો ઉપચાર કરતાં ભૂલ થાય અથવા કુપથ્યનું સેવન કરવામાં આવે તો, તેમાંથી

જીર્ણજ્વર અથવા ખાંસી સાથેનો જીર્ણજ્વર થઇને ક્ષયના રૂપમાં ફેરવાઈ જાય છે, અને તે તાવ, પ્રસૂતિજ્વરના નામથી ઓળખાય છે. તેવી અવસ્થામાં જો એકલો જીર્ણજ્વર હોય તો, લઘુ વસંતમાલતિ, મધ પીપરના અનુપાન સાથે આપવી. પણ જો ખાંસી સાથેનો જ્વર હોય કે જેમાં ક્ષય થવાનો સંભવ છે, તેવા તાવમાં સુવર્ણમાલતિ વસંત ઘણું સારૂં કામ કરે છે. **લઘુ વસંતમાલતિ** બનાવવાની રીત. ખાપરીઆની ખાપ તોલા આંઠ, કાળાં મરી તો. ચાર, હીંગળોક તો. બે. એને ખૂબ ઝીણાં વાટીને તેમાં ત્રણ તોલા માખણ નાંખીને ખરલ કરવો; એ ખરલ થઇ રહ્યા પછી તેમાં ખાટા લીંબુનો રસ, જ્યાં સુધી માખણની ચીકાશ દૂર થઈ જાય ત્યાં સુધી, રસ નાંખતા જવું અને ઘુંટતા જવું જ્યારે સંપૂર્ણ માખણ મરી જાય ત્યારે, તેની અર્ધા અર્ધા વાલની ગોળીઓ બનાવી, તેમાંથી બબ્બે ગોળી, દિવસમાં ત્રણવાર મધ–પીપર સાથે આપવી, અથવા એકલા મધ સાથે આપવી, અથવા ફક્ત પાણી સાથે આપવાથી પણ સ્ત્રી અને પુરૂષના જીર્ણજ્વરને મટાડે છે. અને **સુવર્ણ વસંતમાલતિ** બનાવવી હોય તો, સુનાના વરખ તોલો એક, વગર વીંધેલાં ઝીણાં મોતી તો. બે, હીંગળોક તો. ચાર, કાળાં મરી તો. આઠ અને ખાપરીયાની ખાપ તો. સોળ. લઇ ઝીણાં વાટી, લઘુ વસંતમાલતિની રીત પ્રમાણે, માખણ તથા લીંબુના રસમાં ઘુંટી, એક વાલની ચાર ગોળી થાય એવડી ગોળી બનાવી, એકેક ગોળી દિવસમાં ત્રણવાર, લઘુ વસંતમાલતિના અનુપાન પ્રમાણેજ આપવાથી, ખાંસી સાથેનો તાવ, મટી જઇ, ક્ષયરોગ થવાના સંભવવાળો તાવ અથવા પહેલી અવસ્થા અથવા બીજી અવસ્થા લગીના ક્ષયને આબાદ મટાડે છે. ઘણીવાર એવું બને છે કે, પ્રસૂતાને ઝાડો કબજ થઇ જાય છે અને તેવી અવ-

સ્થામાં જુલાબ આપવો એ સલામતીભરેલો ગણાતો નથી, એટલા માટે સુંઠ શેર ૦।, તથા જીરૂ તોલો એક, ખાંડીને, બેઉને મેળવીને તેને દીવેલનું મોણ દેવું. તે પછી તે મોણવાળા ભુકાને દીવેલાનાં પાંતરાંના રસમાં મેળવી ગોળો વાળવો. તે ગોળાની ઉપર દીવેલાનાં પાંતરાં લપેટીને તેના ઉપર કપડું લપેટી, તેના ઉપર માટીનો લેપ કરવો એટલે કપડમટ્ટી કરવું. પછી તે ગોળાને થોડા અડાયા છાણાની આંચમાં સેકી કાઢવો અથવા વૈદકની રીતિ પ્રમાણે કહીએ તો તેને "કુકુટપુટ" આપવો. પછી તે ગોળાને કાઢીને માટી તથા પાંતરાં દૂર કરી, તેમાં રહેલા સુંઠના ચૂર્ણને, તોલો ૦। અથવા ૦।। પાણી સાથે ફકાડયો હોય તો, ઝાડો સાફ ઉતરે છે. જો સુવાવડી સ્ત્રીને કોઇ કારણથી લોહી બંધ નહિ થાય અથવા પાછળથી લોહીવા થઈ જાય, જેને **રક્તપ્રદર** કહેવામાં આવે છે. તે થાય તો જુના ચામડાંને બાળીને રાખોડી કરવી. તેને મધમાં ચટાડવી, અને તે રાખોડીની મધમાં ગોળી વાળીને લેવડાવવી, જેથી રકતપ્રદર મટી જાય છે; અને જો શ્વેતપ્રદર હોય અને પેઢુની નસો ફૂલી ગઇ હોય, પેટ મોટું રહી ગયું હોય તો કુદનાની પણી નંગ ચાર, શાકર તોલો એક એ બેનો એક, શેર પાણીમાં ઉકાળો કરી, ચાર તોલા રહે ત્યારે કપડેથી ગાળી, વાંસકપુર તોલા બે લાવી, ધણું ઝીણું વાટી, તેમાંથી બેઆનીભારનું એક પડીકું કરી, જીભ ઉપર મુકી, ઉપરથી શાકર કુદનાવાળો ઉપલો ઉકાળો પાવો, અને એ પ્રમાણે રાત્રે પણ પાવો, પેટનો ફુલાવો અને શ્વેતપ્રદર બંધ થાય છે, તથા **સોમરોગ** (યોનિદ્વારમાંથી સ્ત્રીને ખબર પડયા વિના ૦। શેરથી ૦।। શેર સુધી પાણી વહી જાય છે) ને પણ મટાડે છે. સુવાવડી સ્ત્રીની સુવાવડ ગયા પછી કમળમુખમાં વાયુનો વિકાર રહી

ટીપું નાંખ્યું કે ડુબી જાય, તો જાણવું કે ચાસણી ખરી થઇ ગઇ છે, એટલે મલમ ફેંકી દેવાનો થયો છે. એવા રીતે બરાબર ચાસણી થયેલો મલમ તૈયાર કરીને, તે એક શેર તેલનો મલમ હોય તેને પાછો ધીમા તાપ ઉપર મુકીને, ખદખદે નહિ એવો ગરમ કરવો, એટલે તે પાતળો થશે, ત્યારે તેમાં બેરજી શેર ચાર, થોડે થોડે નાંખતા જવી અને હલાવવું. એવી રીતે ચાર શેર બેરજી ઓગળી જાય, એટલે નીચે ઉતારીને ઠંડું પડવા દેવું. આવી રીતે બેરજીનો મલમ તૈયાર કરી તેની પટ્ટી બનાવી, સ્ત્રીના કફપ્રાધાન્ય પાકતા સ્તનપર મારવી, જેથી સ્તન જલદી પાકી પરૂ નીકળી જશે અને સ્તન રૂઝાઇ જશે, તથા તેમાંનું દૂધ જીવતું રહેશે. જો સ્તનમાં દૂધ વધતું ભરાઇ આવે તો તેને કોઇ સારી બાઇ માણસે ધાવીને થુંકી નાંખવું જોઇએ, અથવા વિલાયતી કાચ અને રબરનો પુક્કો (યંત્ર) આવે છે, તેવડે સહેલાઇથી દૂધ ખેંચી લેવાય છે, તે પછી બાળકને ધવાડવામાં આવે તેથી બાળકને કોઇપણ પ્રકારનો રોગ થતો નથી, કારણકે, દૂધને વહેવાવાળી નસો બગડી હોય તો, ડીટડીમાંથી દૂધ આવતુંજ નથી. અને દૂધ આવતું હોય તો ધાવવાને હરકત નથી.

કેટલીકવાર નાનાં બાળકને સખત તાવ આવે છે અને તે તાવ આવવાનું કારણ, જેમ મોટાં માણસને મિથ્યા આહાર અને મિથ્યા વિહારે કરીને આમાશયમાં રહેલો જે દોષ, તે રસને અનુગામી થઇને કોઠામાં આવવાથી, શરીર તપે છે તેને તાવ કહે છે; તેમ બાળકને માતાના મિથ્યા આહાર અને વિહારે કરીને તાવ આવે છે. મોટાં માણસને જેટલા પ્રકારના તાવ આવે છે તેટલા પ્રકારના તાવ, નાનાં બાળકને પણ આવે છે. પણ જેટલા પ્રકારના ઔષધોપચાર મોટાં

માણસને કરવામાં આવે છે, તેટલા પ્રકારના ઔષધોપચાર નાનાં બાળકને કરી શકાતા નથી. જેમ મોટાં માણસને તાવમાં લંઘન કરાવવાની જરૂર છે, તેમ બાળકને પણ લંઘનની જરૂર છે; પરંતુ બાળકને દૂધ ધાવવાનું બંધ નહિ કરતાં, તેની માતાનો ગુર્વાન્ન અને વિદાહી આહાર બંધ કરવાથી, બાળકને લંઘન થઇ શકે છે. જો એક માસની અંદરનું બાળક હોય અને તેને તાવ આવતો હોય, તો તેની માતાને ઓસડ ખવડાવવાથી, તે બાળકનો તાવ જાય છે. પણ ત્રણ માસ ઉપરનું બાળક થાય અને તેને તાવ આવે તો, તે બાળકને ઓસડ આપવાની જરૂર છે, અને તેની માતાને પથ્ય પળાવવાની જરૂર છે. માટે શરદઋતુ ઉતર્યા પછી, હેમંતઋતુના અરસામાં જુવાર, બાજરી કે કપાસના ખેતરમાં "**કડવી નાઈ**"ને નામે ઓળખાતો એક છોડ ઉગે છે, તે છોડ નવ આંગળ ઉંચો, લાંબાં અને સાંકડાં પાંતરાંવાળો, પીળાં, ભુરાં અને ધોળાં ફુલવાળો, સ્વાદમાં બહુજ કડવો થાય છે તેને ઉખેડી લાવી, છાંયામાં સુકવી, સુકાયા પછી જેટલું વજન થાય તેમાં ચોથે ભાગે કાળાં મરી મેળવી, ઘણુંજ બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરી રાખવું, એ ચૂર્ણનું નામ અમે "**રાસ્ના**" પાડેલું છે. એ ચૂર્ણની માત્રા એક રત્તીથી એક વાલ સુધી નાનાં બાળકને અને બે વાલ સુધી મોટા માણસને પાણી સાથે દિવસમાં ત્રણ વખત આપવાથી તાવ જાય છે, આ ચૂર્ણથી સુદર્શન ચૂર્ણ કરતાં પણ વધારે ફાયદો જણાયો છે. જો બાળકને તાવની સાથે પાતળા ઝાડા થતા હોય તો ફટકડીને ફુલાવીને તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરીને એક શીશીમાં ભરી રાખવું, જે બાળકને આપવું હોય તેને "રાસ્નાનું ચૂર્ણ" અને ફુલાવેલી ફટકડી જેને અમે "**સૌરાષ્ટ્રિ**" એવું નામ આપેલું છે તે,

અર્ધા ભાગે લઈ, એને મેળવી પાણી સાથે આપવાથી, તાવ સાથે પાતળા ઝાડા થતા હોય તે મટે છે, ઉપર બતાવી ગયા તેમ, વરાધ-વાવળી કે સસણીની સાથે જે બાળકને તાવ આવતો હોય, તે તાવને કાંઇપણ ઉપાય કરવો નહિ, કારણ કે સસણી-વરાધ કે વાવળીમાં તાવ એજ, બાળકનું જીવન છે. જો તાવનો ઉપાય કરતાં, તાવ જતો રહ્યો અને હાંફણ બાકી રહી ગઇ, તો એ હાંફણ મટતી નથી. પણ હાંફણનો ઉપાય કરવાથી એ હાંફણ નરમ પડી કે, તાવ પોતાની મેળજ ચાલ્યો જાય છે. માતાના અતિ કુપથ્યથી અન્નનો રસ દગ્ધ થઇ, દૂધ દ્વારાએ બાળકના શરીરના પિત્ત અને કફમાં અવ્યવસ્થા ઉત્પન્ન કરી, તાવને ઉત્પન્ન કરે છે, જેથી બાળકના હાથ-પગ ઠંડા થઇ, માથું ગરમ થઇ જાય છે, અથવા હાથ-પગ અને માથું ગરમ થાય છે અને બાકીનું શરીર ઠંડું પડી જાય છે. એવા "વિષમજવરમાં" બાળકના માથા ઉપર ઠંડા પાણીનાં પોતાં મુકાવવાં, જેથી હાથપગ ગરમ થશે અને "રાસ્ના સાથે સૌરાષ્ટિ" આપવાથી તાવ જશે. પણ જો હાથ પગ ગરમ અને શરીર ઠંડું થઇ જાય, એવા તાવવાળાં બાળક ભાગ્યેજ જીવે છે, તોપણ તેમાં આગળ બતાવેલું "નળબંધ" નામનું ચૂર્ણ વધારે કામ કરે છે. જો બાળકને કૃમિની સાથે તાવ આવતો હોય, તો તે બાળકને નળબંધ સાથે જરા સૌરાષ્ટિ મેળવીને આપવાથી તાવ જાય છે. આયુર્વેદાચાર્યોએ એવું લખ્યું છે કે, મોટા માણસને જે ઓસડ આપી શકાય છે, તે નાના બાળકને પણ આપી શકાય છે; કારણ કે વયમાં નાનાં મોટાં છે, પણ કાંઇ રોગ નાનો મોટો નથી માટે વયના પ્રમાણમાં જેટલા પ્રમાણમાં મોટાં માણસને દવા અપાય તેવી દવા, નાના પ્રમા-

ણુમાં બાળકને પણ આપી શકાય. પરંતુ અમારો અનુભવ એવો છે કે, નાનાં બાળકને રસાયણી પ્રયોગના કોઈપણ ઉપચાર કરવા એ ભયભરેલું છે. નાનાં બાળકને ઉલટી સાથે તાવ આવતો હોય તો, રાસ્ના તથા સૌરાષ્ટ્રિની સાથે એકેક ગોળી, આગળ બતાવેલી છર્દિરિપુની, પાણીમાં વાટી આપવાથી ઉલટીને બંધ કરી તાવને મટાડે છે. નાનાં બાળકને સંતત્, સતત્, અન્યેદુષ્ક, તૃતીયક, ચતુર્થક નામના તાવ પણ આવે છે. એ તાવમાં એકલી સૌરાષ્ટ્રિ આપવાથી ઘણું સારૂં કામ થાય છે, પરંતુ એ તાવમાં સતત્ અને સંતત્, એ અવધીયા તાવ છે, એટલે તે સાત દિવસે અથવા ચૌદ દિવસે, નવ દિવસે અથવા અઢાર દિવસે, અગિઆર દિવસે અથવા બાવીશ દિવસે ઉતરે છે; અને અવધ પહેલાં એ તાવને કાઢવાનો પ્રયત્ન કરવામાં આવે તો, દર્દીને સન્નિપાત થઈ, વખતે તેનું મરણ નીપજાવે છે, એટલા માટે એવા અવધીયા તાવમાં ૭-૯ કે ૧૧ દિવસ પછી સૌરાષ્ટ્રિનો ઉપયોગ કરવો, અને તે પહેલાં પાચક દવા તરીકે, અતિવિષ, કાકડાસિંગ, વાયવડંગ, સિંધવ એનું ચૂર્ણ કરી તે ચૂર્ણમાંથી એક વાલ ચૂર્ણ લઇ તેને એક કાચના પ્યાલામાં મુકી, તેના ઉપર બાળકને પાઇ શકાય એટલું ખખળતું ઉનું પાણી રેડી, ઢાંકી દેવું. ટાઢું થયા પછી તે પાણીને કપડાથી નીચોવ્યા કે દાબ્યા સિવાય, ગાળી લેવું. એ પાણી દિવસમાં બેત્રણવાર આપ્યા કરવું, એટલે બાળકનો આમ પાચન થઇ જશે અને પછી જો સૌરાષ્ટ્રિ આપવામાં આવે, તો તાવ જતો રહેશે. જો બાળક ૧ થી ૩ માસનું હોય અને તેને તાવ આવે તો. રાઇ, સરસવ, મીઠું, ગુગળ, લોબાન-શેરીલોબાન, ઘોડાજવ, વાયવડંગ, લીમડાનાં પાંતરાં એનું ચૂર્ણ કરી,

બાળક સુતું હોય ત્યાંથી થોડે છેટે, એ ચૂર્ણનો ધૂપ કરવો. જેથી તે ધુપની ગંધ બાળકના શ્વાસોચ્છવાસદ્વારા, બાળકના શરીરમાં પ્રવેશ કરી, તાવને અટકાવે છે અથવા ઉતારે પણ છે. આ ધુપના ચૂર્ણનું નામ અમે "માહેશ્વર ધુપ" રાખેલું છે. જો બાળકને તાવની સાથે ખેંચ આવતી હોય, જેને લોકો "ઝાક આવી છે" એમ કહે છે, અને જેના કારણમાં કૃમિપ્રાધાન્યપણું ભોગવે છે, તેવા તાવમાં આગળ બતાવેલી કૃમિકુઠાર રસની ગોળીઓ અદ્દ્ભુત કામ બજાવે છે. આટલી વાત ધ્યાનમાં રાખવાની છે કે, જ્યાં સુધી બાળકને તાવ આવે ત્યાં સુધી તેને નવડાવવું નહિ, શરીરે તેલ કે ઘી ચોપડવું નહિ, હવા અને અજવાળાનો લાભ આપવો, પણ તેના હાથ કે પગ, ઉઘાડા રાખવા નહિ, હાથ પગ ઉઘાડા રાખેલા હોય અને બાળકને સતતજ્વર આવતો હોય તેવા અરસામાં, બાળકના હાથ કે પગ ઉપર પવનનો ઝપાટો લાગે તો, તેથી જ્ઞાનતંતુને નુકસાન પહોંચી, તે બાળકના હાથ કે પગ જૂઠા પડી જાય છે, જે જીવતાં સુધી મટતા નથી, માટે બાળકના હાથ પગને સંભાળથી ઢાંકી રાખવા. આ ફેન્સી જમાનામાં, બાળકને કાળા કાટવાનું ઝભલું પહેરાવવાનો રિવાજ, જંગલી અને અસભ્ય લાગે છે, પણ ગળીથી રંગેલા કાળા કપડાંના ઝભલાંથી બાળક કે જે, દુનિયામાં પ્રથમ શિયાળો, ઉનાળો કે ચોમાસું ભોગવે છે તેના વાતાવરણની અસરથી બાળકની ચામડીનો અને તેના શરીરનો બચાવ કરવા માટે, કાળાં કાટવાનાં ઝભલાં પહેરાવવાનો રિવાજ આપણા ઘરડાઓએ પાડેલો હતો. હવે તો તે રિવાજ ગયો અને તેથી, જે બાળકનું પેટ હંમેશાં ઢાંકેલું રહેતું હતું તે પેટ ઉઘાડું રહેવા માંડયું, જેથી બાળકની ડુંટી દ્વારાએ પવન નાભીમાં

પ્રવેશ કરી, પેટમાં એક જાતની શૂળ ઉત્પન્ન કરે છે; નાભીના સ્થાનમાંથી રસને વહેવાવાળી, લોહીને વહેવાવાળી શીરાઓ પ્રકટ થયલી છે, તથા પવનને ધમવાવાળી ધમનીઓ પ્રકટ થયલી છે, તે શીરાઓ અને ધમનીઓમાં બહારના વાયુનો પ્રવેશ થવાથી, બાળકને નાના પ્રકારના રોગો ઉત્પન્ન થવાનો સંભવ છે, એટલા માટે બાળકનું રક્ષણ કરનારાઓએ બાકળનું પેટ કોઈ પણ અવસ્થામાં, ભૂલેચુકે પણ ઉઘાડું નહિ રહી જાય, તેની સંપૂર્ણ કાળજીપૂર્વક સંભાળ રાખવી. કેટલીક માતાઓમાં પોતાના બાળકને રખેને શરદી લાગી જશે એવા ભયથી નાના બાળકને ઉનનાં કપડાં પહેરાવવાનો શોખ થાય છે તેમાં ખાસ કરીને ઉનનાં મોજાં અને ઉનનાં બોચલા (માથે પહેરાવવાની કાન ઢાંકણી ટોપી જેવું) પહેરાવવાનો રિવાજ પડી ગયો છે ઘણીવાર તો એવું જોવામાં આવે છે કે. માથાના બોચલા બાળકથી નહિ ઉંચકાય એટલા વજનના મોટા મોટા ફુમતાંવાળા, ઝાલરોવાળા પહેરાવે છે. તે માતાઓના મનને જાણે છોકરૂં એટલે એક લાકડાનું પુતળુંજ હોય ? એમ લાગવું જોઇએ; જો એમ નહિ લાગતું હોય તો એવો મોટો બોચલો પહેરાવી' બાળકનું માથું અને કાન ઢાંકી દઇ, તેના ગળામાં કસ બાંધી, બાળકને ગભરાવી નાંખનારી ક્રિયા કરતાં પહેલાં, તેને વિચાર આવવો જોઇએ કે, આવો ભારી વજનનો બોચલો પહેરાવવાથી બાળકને કેટલો પરિતાપ થશે ! પણ ફેસનની શીસીયારી આગળ, વિચાર અને સામાની લાગણી; તપાસી શકાતી નથી. બાળકના શરીર ઉપર ઉનનું કાપડ પછી તે ફલાનલ હો, બનાત હો, કે ઊનનું ગુંથેલું કપડું હો, પરંતુ તેની ગરમીથી પસીનો થાય છે, અને તે ઉનનું કાપડ દરરોજ ધોવામાં નહિ આવવાથી, તેમાં ઝીણા જંતુ ઉત્પન્ન થઇ બાળકની ચામડીના છિદ્ર દ્વારાએ તેના

લોહીમાં પ્રવેશ કરી, બાળકનાં ફેફસાં અને હૃદયને નબળાં પાડી નાંખે છે!!! જે વખતે બાળકની છાતીને ખુલ્લી રાખી હવાનો સ્પર્શ થવાની જરૂર છે, તે વખતમાં હૃદય ઉપર ગરમ કપડું રહેવાથી, હવા નીકળી શકતી નથી અને પ્રવેશ પણ કરી શકતી નથી, એટલે ઘણા રોગો ઉત્પન્ન થવાનો સંભવ છે. હૃદયના ઉપર ખુલ્લી હવા લાગવાથી હૃદયને પુષ્ટિ મળે છે એવા હેતુથી, પશ્ચિમના વિદ્વાનો "હાર્ટડીઝીઝ" એટલે હૃદયની શૂળવાળા દરદીને છાતી ઉપર મારવા માટે "બેલેડોના પ્લાસ્ટર" ની પટ્ટી આપે છે, તે પટ્ટીને પણ પ્રમાણુસર જાળી જેવાં કાણાં પાડે છે, તેનો હેતુ છાતીમાં હવાનો પ્રવેશ કરવા સારૂ અને છાતીનો પસીનો બહાર નીકળવા સારૂ તે કાણાં પાડેલાં છે. તોપછી આપણા લોકો, છાતી ઉપર ગરમ કપડું રાખી, શું ફાયદો ઉઠાવતા હશે! તે સમજી શકાતું નથી. કેટલાક મોટા માણસો પણ, ઉનાળાની ઋતુ હોવા છતાં, ગરમ ગંજીફરાક પહેરી રાખે છે, અને એવી બડાઇ મારે છે કે, આ ગરમ ગંજીફરાક પહેરવાથી પસીનો વળે છે પણ તેથી શરીરમાં તેની ભિનાશને લીધે ઠંડક રહે છે. પરંતુ અમે ઘણા પુરૂષો કે જે ગરમ ગંજીફરાક પહેરનારા છે, તેઓને છાતીના દુખાવાની ફરિયાદ કરતાં સાંભળ્યા છે. છાતીમાં દુખાવાની ફરિયાદ કરનારાને અમે પ્રથમ એજ પ્રશ્ન પૂછીએ છીએ કે, તમે ગરમ ગંજીફરાક પહેરો છો? તેના જવાબમાં તે જો હા કહે તો તે ગરમ ગંજીફરાક નહિ વાપરવાની તેને સખત ભલામણ કરીએ છીએ. જેથી કોઇપણ જાતનું ઓષધ આપ્યા સિવાય, થોડા દિવસમાં તેનો દુખાવો મટી જાય છે. પરંતુ જેને ગરમ ગંજીફરાક પહેરવાની ટેવ પડી ગઇ હોય છે તેને તે પહેર્યા વિના ચાલતું નથી, તો અમે તેને શરીર ઉપર સુતરાઉ

ગંજીફરાક પહેરી, તેના ઉપર ગરમ ગંજીફરાક પહેરવાની છુટ આપીએ છીએ.

આખી દુનિયાનાં બાળકોને "શીતળા"ના નામથી ઓળખાતો અને આયુર્વેદાચાર્યોએ "મસુરીકા" ના નામથી વર્ણવેલો તથા આપણા દેશમાં શીતળા, સૈયડકાકા, માતા, દેવકાકા વગેરે નામથી પ્રખ્યાતિ પામેલો એક ભયંકર રોગ ચાલુ છે. આપણા લોકો તેને દેવનો પ્રકોપ માનીને કોઇપણ ઉપચાર નહિ કરતાં, તેની બાધાઆંખડી રાખે છે. આપણા દેશના મુસલમાન લોકો પૈકી જેઓ હિંદુના મુસલમાન થયલા છે, તેઓમાંના કેટલાક, બાધા–આખડી રાખે છે, પણ તેઓ પુંજવા જતા નથી, છતાં કોઇ હિંદુને હાથે બાધા ચઢાવી દે છે, અને બાકીના મુસલમાનો બીલકુલ બાધા રાખતા નથી. તે પ્રમાણે પશ્ચિમના વિદ્વાનો તથા ખ્રિસ્તિ પ્રજા, બાધા રાખતી નથી, પરંતુ "વેકસીનેશન" કરીને એક રીત શોધી કાઢી છે, જે શીતળા નીકળેલા ફોલ્લામાંથી ચેપ લઇ, બીજા બાળકના શરીરમાં, શીતળા નીકળતા પહેલાં દાખલ કરે છે, જેને "શીતળા કઢાવ્યા" એમ કહેવામાં આવે છે. એ ચેપ લગાડયા પછી, તે ઠેકાણે શીતળાના ફોલ્લા નીકળે છે, અને તેની બાધા–આખડી રાખવામાં આવે છે, તેથી શીતળાથી આખું શરીર બગડતું નથી. અને જેને શીતળા કઢાવવામાં ન આવ્યા હોય તેને, ભયંકર શીતળા નીકળી ઘણાને ખોડખાંપણવાળા બનાવી, ઘણાનું મોત નીપજાવે છે. શીતળામાં, "શીતળા, અછબડા, અને ગોબરૂ" એ ત્રણ જાત જોવામાં આવે છે, અને એ ત્રણે જાત લોહીગત, માંસગત, મેદગત અને અસ્થિગત હોય છે, એટલે લોહી, માંસ, મેદ અને હાડકાં સુધી તે પહોંચેલી હોય છે. તેનું વર્ણન કરતાં અમારે જણાવવું જોઇએ કે,

એ શીતળા, માતાપિતાના વીર્ય-રજના દોષથી ઉત્પન્ન થતા હોવાને લીધે, બાળકને આખી જિંદગીમાં એકવાર નીકળવાના તો ખરાજ, પણ બાધાઆખડીથી તે અટકવાના કે મટવાના નથી. જેમ કે જે શીતળા, અછબડા કે ગોબરૂ લોહીમાંથી આવેલું હોય અને તેની સુ-ખડી ગમે તેટલી વધારે અથવા ભયંકર હોય, છતાં તેની બાધાઆખડી રાખવામાં ન આવે તોપણ, તે શીતળા સુકાઇ ગયા પછી, તે બાળકને શીતળા આવી ગયા છે તેની કાંઇપણ નિશાની દેખાતી નથી, પણ ઉલટું ચામડીનું રૂપ વધે છે; તેવી રીતે જો માંસમાંથી શીતળા આવ્યા હોય તો, તે શીતળા ફુટયા પછી, તે બાળકની ચામડીમાં ખાડા પડવાનાજ, જેને આપણે શીતળાના વ્રણના નામથી ઓળખીએ છીએ. જે શીતળા મેદમાંથી આવેલા હોય, તેને માટે માતા-પિતા ગમે તેટલી ખર્ચાળુ અને ગમે તેવી મુસ્કેલી ભરેલી બાધા-આખડી રાખે તોપણ, શીતળાદેવી તેની બાધા-આખડીનો કાંઇપણ સ્વીકાર કર્યા સિવાય, તે બાળકનો પ્રાણ લે છે, અથવા જો કોઇ બાળક બચી ગયું, તો તેને આંખે, કાને. અથવા હાથે પગે, જીવતાં સુધી કાયમ રહે એવી, ખોડ રહે છે. જે શીતળા અસ્થિ એટલે હાડકાંમાંથી આ-વેલા હોય, તે શીતળામાં ગમે તેટલી અઘરી બાધા રાખવામાં આવે, પણ તે બાળક બચતું નથી. આ સ્થાનો ત્રણે જાતના શીતળાને માટે છે. તેમાં માંસગત શીતળા ખોડ મૂકી જાય છે પણ માંસગત અછબડા અને ગોબરૂ તો, પ્રાણ લઇને જાય છે. એટલું તો ખરૂં છે કે આ શીતળા નામના રોગમાં કોઇ પણ જાતનો ઔષધોપચાર કારગત થતો નથી તેથી ભોળા લોકોને શીતળા દેવપર શ્રદ્ધા હોવાથી તેની બાધા-આખડી રાખે છે અને જેમજેમ ઉપદ્રવ વધતો જણાય, તેમતેમ વ-

ધારે બાધા રાખવામાં આવે છે. જ્યારે ઘરમાં શીતળા આવ્યા હોય ત્યારે તે ઘરમાં શીતળા સિવાય બીજા કોઇ દેવનું પૂજન થતું નથી. ઘરમાં કોઇપણ મિત્ર કે અતિથિ આવ્યા હોય, તેને આદરમાન આપી શકાતું નથી. ઘરના પુરૂષ વર્ગથી હજામત કરાવાતી નથી તેમ કપડાં ધોવાં અથવા ધોવા અપાતાં નથી. ઘરમાં તે બાળકની માતા સિવાય કોઈ રજસ્વળા થાય તો તેનો પડછાયો શીતળા ઉપર પાડી શકાતો નથી, અને એકંદરે કહીએ તો, શીતળા આવેલા હોય તે ઘરમાં, અનાજ ખાવું અને પાણી પીવા સિવાયનો તમામ વ્યવહાર બંધ કરવો પડે છે, છતાં સાધારણ બાધા-આખડી ઉપરાંત, ઉપદ્રવની બાધા જુદી રાખવી પડે છે; જેમકે ખાંસી ઉપડે તો, ખેળ ચઢાવવાની માને છે, આંકડી ઉપડે તો, રૂપાની આંકડી ચડાવે છે, હાથપગ રહી જાય તો સમડીના લાકડાના હાથ-પગ ચઢાવે છે, આંખ ઉઘડતી નહિ હોય તો, રૂપાની કે કાચની, આંખ ચડાવવાની માને છે; એટલી એટલી માનતા લેવા છતાં પણ, શીતળા દેવી પ્રસન્ન નહિ થાય તો માથા ઉપર બળતી સગડી, લીમડાની સાડી, અને આખરે નર્ક ભરેલું ખાસડું મોંમાં ઘાલીને, શીતળા દેવીની પુજા કરવાની બાધા રાખે છે. આ ઉપરથી, આપણા દેશમાં પોતાના પુત્રો ઉપર માતાનો વાત્સલ્યપ્રેમ કેટલો છે તેની પરાકાષ્ટા જણાય છે. !! પુત્રરત્નને માટે બીજા દેશોમાં પણ વાત્સલ્યતા હોય છે, પરંતુ આર્યાવર્તે તેની હદ કરી છે! ખરી રીતે જોતાં, શીતળા એક પ્રકારનો "રોગ" છે, અને તેના સામાન્ય ઉપચાર કરવાથી, સાધ્ય હોય તે સુખરૂપ મટે છે, કષ્ટસાધ્ય, દુઃખરૂપ નીવડે છે, અને અસાધ્ય હોય તે પ્રાણ લે છે, છતાં આપણે સંભાળ રાખવાની ખાસ જરૂર છે. શીતળા, માતાપિતાના રજ-વીર્ય સાથે

સંબંધ ધરાવતા હોવાથી, આસપાસના વાતાવરણની અને ખબર લેવા આવનારા લોકોના વિચારની, તેના ઉપર જલદી અસર થાય છે, તેથી જે લોકોનાં મન બળવાન હોતાં નથી, તેને આલંબનરૂપે બાધા–આખડી રાખી, શીતળાદેવીના ઉપર વિશ્વાસ રાખી તેનું ધ્યાન ધરવાથી મનને સંતોષ રહે છે ને એટલા માટેજ, જેને શીતળા આવેલાં હોય તેની પાસે, બ્રાહ્મણ અથવા ગોર દ્વારાએ "શીતળાષ્ટક"નો નિત્ય પાઠ કરાવવામાં આવે છે. આપણા લોકોમાં એવો રિવાજ છે કે, શીતળાની મોસમ ચાલતી હોય તે અરસામાં બાળકને તાવ આવે, તો ઘણાં માણસો તથા વૈદ્યો જાણી શકે છે કે, આ તાવ શીતળાનો છે, જેથી તેને કાંઇજ ઉપચાર કરતા નથી, એ કાર્ય ઘણું વ્યાજબી છે. અને શીતળા આવ્યા પછી લીમડાનાં તોરણ બાંધવાં, દર્દીની આસપાસ લીમડો રાખવો, લીમડાની ડાળીથીજ તેને પવન નાંખવો તથા ઘણાં માણસો ભેગાં થઇ, વાતાવરણને બગાડી નહિ નાંખે એવા હેતુથી, કોઇને આદરમાન નહિ આપવું તથા ઘણી સ્ત્રીઓ એકઠી થઇ, આખા ગામની કુથલી અને નિંદા કરે છે, તેની ખરાબ અસર શીતળાવાળા બાળકને થાય નહિ એટલા માટે "શીતળાને વચકું પડી જશે" એવી માન્યતા ઠરાવેલી છે તે યોગ્ય છે. એ સિવાયની બીજી ગડબડો નકામી છે એમ અમારૂં માનવું છે, પરંતુ જેના મનમાં શીતળાનો ભય લાગતો હોય, તેને માટે ગમે તેમ કરવાની છૂટ છે.

જ્યારે ગામ કે મહોલ્લામાં શીતળાનો ઉપદ્રવ શરૂ થાય, ત્યારે દરેક માબાપે, પોતાનાં બાળકને, દિવસમાં એકવાર બપોરના વખતે સુખડ ઘસીને તેમાં જરા શાકર નાંખીને પાવી અને સુખડ ઘસીને તેનું પાણી બનાવીને આખે શરીરે ચોપડવું, જેથી શીતળા આવતા અટકી

જશે અને કદાચ આવશે તો તે લોહી અથવા માંસમાંથીજ આવશે એ વાત નક્કી છે. જે બાળકને શીતળા આવે તેને શરૂઆતમાં ગોળ અને ચણા ખવાડવામાં આવે, તો શીતળા જલદી બહાર નીકળી જઇ, દાણા ઘણા સારા ભરાય છે, એટલુંજ નહિ પણ, તેમાં ઉપદ્રવ ઓછા થાય છે. જ્યારે નવ દિવસે નીર ભરાઇ રહે એટલે દાણા ખીલી રહે ત્યારે નવમા દિવસની પાછલી રાત્રે, તેને રક્ષા ચઢાવવામાં આવે છે તે દિવસથી અડાયાની રાખોડી બનાવી તેને જાડે કપડે ચાળી તે આખે શરીરે ઘસવી. ઘણા લોકો શીતળાની ચામડી ખેંચાતી હોવાના ભયથી તેને ઘી લગાડી, ઉપર રાખોડી દાબે છે, તેથી ચામડી નરમ બની વેદના ઓછી થાય છે ખરી, પણ ઘી અને રાખોડીનો યોગ થવાથી ચામડીનો રંગ કાળો પડી જાય છે, તે જીવતા સુધી બદલાતો નથી માટે ઘી સાથે રાખોડી લગાડવી નહિ. પણ જો જરૂર જણાય તો, રાખોડીને ચાળ્યા પછી પાણીમાં પલાળી રાખી મુકી, એ દિવસ વાસી થયા પછી તે રાખોડી ચોપડવાથી, રસી ઝરપતાં ખાડા પડી ગયલા અને પાકપર ચડેલા તથા ખેંચાતી ચામડીવાળા શીતળાને ઘણો ફાયદો થાય છે. જેમ જેમ વધારે દિવસ અને વધારે વખત, અડાયાની રાખોડી ચોળવામાં આવે તેમ તેમ, ચામડીનો રંગ ગૌરવર્ણ બની, ચહેરો તેજસ્વી થાય છે. જ્યારે શીતળાના દાળ–છોડાં ઉખડી જાય ત્યારે આપણા લોકો શીતળા દેવીના સ્થાનક ઉપર બાળકને તેડી જઇ તેની બાધા ચઢાવે છે, પરંતુ તેની ખરી બાધા અને પૂજા, જેના શરીરમાં શીતળા આવેલાં છે, જેને આપણે દેવ તરીકે માનીએ છીએ, તો તે બાધા અને પૂજા, તે શીળા આવેલા બાળકનેજ ચઢાવવી જોઇએ. જે બાળકને હાથ પગે પોડ

આવવા જેવો સંભવ હોય, તે બાળકને માટે સમડીના લાકડાના હાથ-પગ શીતળાને ચઢાવ્યા કરતાં, તેના લાકડાને ઘસીને તેના હાથે પગે ચોપડવાથી, હાથ-પગ સારા થાય છે અને ગાઠો પીગળી જાય છે. તેવીજ રીતે રદીયા-પદીયા એટલે ઘઉના લોટના ઘીમા તળેલાં નાના બીસ્કીટ જેવા ગોળ ચકતા ચઢાવે છે, તે એમ સૂચવે છે કે એ ખોરાક શીતળાવાળા બાળકને ખવડાવવાથી, તેને નડતો નથી અને શક્તિ આપે છે; તથા ખાસ કરીને ચોલાઇની ભાજી, લીંબડાના પાતરા, ટાઢનીયા એટલે ધાણા, વરીઆળી, એલચી, શાકર અને લીઓળીના પડીકા, ચડાવવામા આવે છે, તેનો હેતુ એવો છે કે, શીતળાની ગરમી બહુ વધી ગઇ હોય અને બાળકને ઝાડા પાતળા થતા હોય, મો આવી ગયું હોય, આખપર ઝાખ લાગતી હોય તો એક પતરૂ લીમડાનું, સાત પાતગ ચોલાઇની ભાજીના, એક વાલ વરીઆળી, બે વાલ ધાણા, બે દાણા એલચીના અને એક લીઓળી, એને વાટીને તેનુ પાણી બનાવી કપડે ગાળી લઇ, તેમા થોડી શાકર મેળવી, દિવસમા બે વખત પાવાથી, ગરમી શાંત થઇ જાય છે. આ પ્રયોગ શીતળા આવ્યા પછી જેટલે દિવસે શીતળા પુજાય, તે પુજાયા પછી તેટલા દિવસ પાવાથી, તમામ ગરમી નીકળી જઇ, શરીર આરોગ્ય બને છે. શીતળાની શરૂઆતથી શીતળા ગળામા અને મોઢામા ભરાઇ ગયા હોય તેવા વખતમા, તે બાળકને થોડું દૂધ અને ઘી, ગરમ કરીને પાયા કરવું, ને તેથી પણ વધારે ભયંકર રૂપ પકડયું હોય, તો એકલુ ઘી તેના મોમા, રૂના પુમડાવડે મૂક્યાં કરવું. જો ખાસી હાફ જોર મારતા હોય, તો જેઠી મધનું છોડું પાણીમાં ઘસી, દિવસમા બે ત્રણવાર પાવાથી ખાસી વગેરે મટી

જાય છે. આ જમાનાના નવા શોધ પ્રમાણે પશ્ચિમના વિદ્વાનો, "ક્રોમોપથી"ના કાયદા પ્રમાણે શીતળાની આસપાસ રાતા પડદા બાંધવાનું ફરમાવે છે. પરંતુ તે આપણા દેશને બંધ બેસતું નથી; ભલે તે દેશમાં ફાયદો કરતું હોય. આપણા દેશમાં તો શીતળાની આસપાસ બારી બારણે લીલા પડદા બાંધવા. દર્દીની ઉમ્મર મોટી હોય તો તેને લીલાં કપડાં પહેરવા ઓઢવા આપવાથી વધારે ફાયદો થાય છે, અને એટલા માટેજ અમારા પૂર્વજોએ ઠંડકને આપનારો, પિત્તની શાંતિ કરનારો; શીતળાની મોસમમાં નવ પલ્લવ થનારો કોઈપણ ઉપદ્રવ નહિ કરતાં મનને ગમનારો, લીંબડો પસંદ કરી તેને પ્રાધાન્યપણું આપ્યું છે.

અમારી ન્યાયશીલ, પ્રજાપ્રિય, અને પ્રજાહિતચિંતક ગવર્નમેન્ટે, આ શીતળાની બાબતમાં પ્રજાના ઉપર એટલો મોટો આભાર કર્યો છે કે, જેનું વર્ણન જીભથી કે કલમથી થઇ શકે એમ નથી. જ્યારથી શીતળાને માટે, શીતળા આવેલા છોકરાનો ચેપ લઇ, બીજા છોકરાને તે ચેપ મુકી, શીતળા કાઢવાનો ફરજીયાત કાયદો બાંધવામાં આવ્યો ત્યારથી, માંસગત અને મેદગત શીતળાનું જોર ભાંગી જવાથી, દેશમાં શીતળાથી આંધળાં, લૂલાં, ઠુંઅડાં, કાણાં, બહેરાં અને કદરૂપાં થતાં છોકરાં, ઘણે ભાગે અટકી ગયાં, પરંતુ તેનાથી એક ઉપાધી વધી પડી, કે જે બાળકને શીતળા આવ્યાં હોય તે બાળકનો ચેપ લઇ બીજા બાળકમાં મુકવામાં આવે, તેથી સાધારણ રીતે કોઇપણ જાતનું નુકસાન દેખાતું નથી, પરંતુ જે છોકરાનો ચેપ લીધો હોય, તે છોકરાના વંશમાં, કાયીક એટલે પેઢીધર ઉતરતા રોગો, જેના શરીરમાં ચેપ મૂકયો હોય તે બાળકના શરીરમાં પ્રવેશ કરી, તેના વંશમાં

દાખલ થઇ જાય છે. દાખલા તરીકે એક પિતાને પ્રમેહ અથવા ટાંકીનો રોગ થયો હોય અને તે રોગ સારો થઇ ગયા પછી, તેના વીર્યથી બાળક ઉત્પન્ન થાય, તો તે બાળકને પિતાના પ્રમેહને લીધે, પેસાબની સાથે ધાતુ પડવાનો અથવા જે જગ્યાએ પેસાબ કરેલો હોય તે જગ્યાએ સફેદ ડાઘો પડવાનો, અથવા તેના પેસાબમાં પથરી બંધાવાનો, કે પેસાબમા રેતી પડવાનો રોગ થવાનોજ. અને જો ટાંકી (ફીરંગ રોગ) થઇ ગયા પછી તે, સારી થઈ ગઇ હોય અને તે પછી બાળક ઉત્પન્ન થાય, તો તેને બદ અથવા રાંઘણવાયુ (પાંગળાપણું) કમ્પવાયુ કે અર્ધાંગવાયુ થવાનો. એવા બાળકના પિતાની તપાસ કરતાં તેને પ્રમેહ કે ટાંકીનો રોગ થયો નથી એમ સાબીત થાય, તો પછી તેની માતાએ બીજાના વીર્યથી એ બાળક ઉત્પન્ન કરેલું છે એમ કહી શકાય. પરંતુ તેની તપાસમાં પણ તે સ્ત્રી તિવ્રતા નીવડે તો, તે રોગ ક્યાંથી આવ્યો ? એની તપાસ કરવાની સ્વાભાવિક રીતે ફરજ પડે. તે તપાસને અંતે સાબીત થયું કે, જે બાળકનો ચેપ લઇ આ બાળકને શીતળા કઢાવેલા, તે બાળકના માતાપિતાને આ રોગ થએલો અને તેનો, ચેપ દ્વારાએ આ છોકરાના શરીરમાં આવિર્ભાવ થએલો. એ બાબતને માટે અમે ભૂલતા નહિ હોઇએ તો, ઘણાં વર્ષ ઉપર એક ઇંગ્લંડના છાપામાં છપાયલી બાબત, ગુજરાતના છાપામાં છપાયલી અમારા વાંચવામાં આવેલી તેમાં જણાવેલું કે, ઇંગ્લંડમાં એક લીબરલ સ્ત્રી પોતાના બાળકને શીતળા કઢાવવા ગઇ. તેના બાળકના શરીરમાં એક કોન્ઝરવેટીવ બાળકનો ચેપ મુકવાનો ડોકટરે વિચાર કર્યો, તે વખતે તે માતાએ વાંધો ઉઠાવ્યો, કે મારા છોકરાના શરીરમાં હું કોન્ઝરવેટીવનું

લોહી દાખલ કરવા ઇચ્છા નહિ. તે ઉપરથી અમારા અનુમાનને વધારે પુષ્ટિ મળી કે, અમારા દેશમાં દિનપરદિન ઉંચવર્ણમાં ગણાતી કોમમાં આહાર, વિહાર અને સ્વભાવ, અનાયાસે નીચવર્ણના જેવા થતા જાય છે અને પ્રજાનું આત્મબળ તથા ધર્મબળ અને શ્રદ્ધાબળ ઘટતું જાય છે, તેનું ખરૂં કારણ આ શીતળાનો ચેપ છે; કારણ કે કોઇપણ બાળકને ઉંચવર્ણના બાળકનો ચેપ લઇ બીજા બાળકને મુકવા દેવાને ઉંચવર્ણના લોકો રાજી હોતા નથી, તેથી વેક્સીનેટરો નીચ વર્ણના બાળકની માતાને અમુક પૈસા આપી અથવા કાંઇપણ નહિ આપતાં તેઓના બાળક પૈકી જે બાળક સશક્ત અને ઉપરથી નિરોગી જણાતું હોય તેનો ચેપ લઈ, ઉંચ વર્ણના બાળકમાં મૂકતા હતા; તેનું પરિણામ એવું આવતું હતું કે, તે સશક્ત જણાતા બાળકના શરીરમાં પેઢીધર ઉતરતા એટલે હરસ, કુષ્ટ, ક્ષય, દમ, ગુલ્મ, પ્રમેહ, ટાંકી વગેરે રોગો દાખલ થઇ જતા અને જો તેવા રોગવાળું બાળક ન હોય તોપણ તેના શરીરમાં વંશપરંપરાથી ઉતરી આવેલા દુર્વ્યસનો, અભક્ષાભક્ષ કરવાની ટેવ અને અધર્મની વૃત્તિ, એ તો જરૂર દાખલ થતાજ, જેનો પ્રત્યક્ષ પુરાવો વર્તમાનકાળની પ્રજાનું વર્તન છે! પરંતુ આપણી ગવર્નમેન્ટનો એક એવો સિદ્ધાંત છે કે, આપણા મનમાં જે વાત અપ્રિય હોય અને આપણે જેને હાનિકારક માનતા હોઇએ તે વાત, વિનિતભાવથી, યોગ્ય રીતે, અતિશયોક્તિ સિવાય, સાયન્સની દૃષ્ટિથી સમજાવવામાં આવે તો, તે ઉપર લક્ષ આપી તેનો જેમ બને તેમ બંદોબસ્ત કરી જલદીથી ફેરફાર કરે. તે પ્રમાણે જ્યારે સરકારના મનમાં આ વાત બરાબર ઉતરી કે તુરત, શીતળા આવેલા બાળકનો ચેપ લઇ, બીજા બાળકના શરીરમાં મુકવાનો રિવાજ બંધ

કરવામાં આવ્યો, અને ખર્ચનો મોટો બોજો ઉઠાવીને પણ, દર વર્ષે લાખો બાળકોને માટે, ગૌશીતળાનો ચેપ કાચની ટયુબમાં ભરીને વેકસીનેટરોને જોઇતા પ્રમાણમાં પુરો પાડવાનું ભગીરથ કાર્ય, પોતાને માથે લઇ બાળકોમાં થતું રોગનું સંકરત્વ તથા વર્ણનું સંકરત્વ અટકાવ્યું, તેને માટે આર્યાવર્તની સમસ્ત પ્રજા, બ્રિટિશ ગવર્નમેન્ટનો જેટલો ઉપકાર માને તેટલો ઓછો ગણાય; કારણકે આર્યાવર્તની ઉન્નતિ કરવા માટે દૃઢ આગ્રહી, ઉદાર અંતઃકરણના, આત્મબળવાળા, પારકાને માટે પોતાના સ્વાર્થનો ભોગ આપનારા, વિદ્વાન અને ઐશ્વર્યવાન, પ્રભાશાળી પુરૂષોની જરૂર છે, તે ખોટ આ ગૌશીતળાની રસીથી પ્રજાને પૂરી પાડી, પ્રજા ઉપર મોટો ઉપકાર કરી, આર્યાવર્તને ઉન્નતિના દ્વારપર જવાનો માર્ગ ખુલ્લો કરી આપ્યો, તેને માટે અમે અમારા ન્યાયશીળ ગવર્નમેન્ટને કોટીશઃ ધન્યવાદ આપીએ છીએ, અને પ્રજાને ભલામણ કરીએ છીએ કે, કોઇપણ જાતની શંકા વિના, તમારા બાળકને ગૌશીતળા મુકાવી, તેને ખોડવાળાં, રોગી અને કદરૂપાં બનતાં બચાવશો.

આયુર્વેદે મસુરીકા નામથી લખેલા અને પ્રજાએ શીતળાના નામથી ઓળખેલા આ ભયંકર રોગનો વિષય પુરો કરતાં, અમે ભલામણ કરીએ છીએ કે, જેમ બને તેમ શીતળાને માટેના વહેમો ઓછા કરી, શીતળાને માટે પુજન વિધિ માટે ઠરાવેલાં દ્રવ્યો ભલે શીતળાને ચઢાવી આવો, પણ ખરી રીતે શીતળાથી પીડાતા અને શીતળાની ગરમી જે બાળકના શરીરમાં અવશેષ રહી ગયલી હોય તે બાળકને, તે પુજાપામાં આવતાં વસાણાં તથા વસ્તુઓ પાવાથી, ઘણોજ ફાયદો થશે, અને તેથી વધારે ફાયદો મેળવવો હોય તો, હાલમાં નામદાર

ગવર્નમેન્ટે, એકવાર શીતળા કઢાવ્યા પછી પાંચ વર્ષે, દશ વર્ષે કે પંદર વર્ષે ફરીથી શીતળા કાઢવાનું કામ આરંભ્યું છે તેનો લાભ લઇ, પોતાનાં બાળકને ફરીથી શીતળા કઢાવવા તત્પર રહેવું, એવી અમોરી ખાસ વિજ્ઞાપના છે. કારણકે શીતળા કઢાવવાથી, માતાપિતાના રજ-વીર્યથી ઉત્પન્ન થયલી ગરમી નાશ પામે છે, એટલુંજ નહિ પણ, ફરીથી શીતળા કઢાવવામાં આવે, તો અમારા વિચાર પ્રમાણે, બાળ-કના શરીર ઉપર ચામડીના થતા તમામ દર્દોનો નાશ થાય છે. એટલા માટે ફરીથી સૂચના કરીએ છીએ કે, વીશ વર્ષની નીચેનાં બાળકો, અને જરૂર હોય તો મોટી ઉમ્મરનાં માણસોએ પણ, ગૌશીતળા ખુશીથી કઢાવવા. એટલું કહીને અમે આ શીતળાનો વિષય પૂરો કરીએ છીએ, જેમાં કોઇપણ જાતની ખામી રહી ગઇ હોય, તો શારીરવિ-ધાના જાણનાર તથા પ્રકૃતિશાસ્ત્રના જાણનાર અને સાયન્સના જાણ-નારા વિદ્વાન્ ગૃહસ્થોએ સુધારો કરી, પ્રજા ઉપર ઉપકાર કરવો.

ઘણાંખરાં નાનાં બાળકને ગુદાને સ્થાને, અને બાળકીઓને ગુદા તથા પેસાબને સ્થાને, ગરમી જણાઇ તે જગ્યા રાતા રંગની અને જરા જરા પાકતી, દુખતી અને અગન બળતી જણાય છે, જેને લૌકિકમાં "આગરૂ" થયુ છે એમ કહેવામાં આવે છે. તેના મુખ્ય કારણમાં માતાના લોહીનો બિગાડ તથા ધોવાની ખામી છે. એવું દર્દ દેખાય ત્યારે સુન્નાગેરૂ, કલઇસફેતો, સફેત કાથો અને શંખ-જીરૂ સરખે ભાગે લઈ, તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી, જો રસી ઝરતી હોય તો તેનાપર કોરૂં દાબવું અને રસી ઝરતી ન હોય તો ધોયલા ઘીમાં મેળવી ચોપડવું. ઘી ઓછામાં ઓછું ૨૧ વાર ધોયલું હોવું જોઇએ. જેમ જેમ ઘીને વધારે પાણીથી ધોવામાં આવે,

તેમ તેમ તેમાં રૂઝવવાની શક્તિ વધારે આવે છે. બીજો એક મલમ બનાવી લગાડવાથી પણ જલદી આરામ થાય છે તેનું નામ અમે "**ધોળો મલમ**" અથવા "**પાણીનો મલમ**" રાખ્યું છે. તલનું તેલ તોલા સોળ લઇ તપેલીમાં મુકી સઘડી ઉપર કોલસાના તાપમાં મુકવું તેમાંથી ધુમાડા નીકળવા માડે, એટલે તેમા રાળ તોલા ચારનું ચૂર્ણ કરી, તેલમાં નાંખી નીચે ઉતારવું એટલે રાળ તેલમાં પીગળી જશે. તેને કપડેથી ગાળી લઇ એક થાળીમાં નાંખી ઠંડું પડવા દેવું. તે ઠંડું પડયા પછી તેમા થોડું થોડું મીઠું પાણી ઉમેરતા જવું અને ફીણતા જવું. જેમ જેમ ફીણતા જઇએ, તેમતેમ તે રાળ અને તેલ ફુલતું જશે અને માખણ જેવો રંગ તથા આકાર પકડતું જશે. જ્યારે ભેંસના માખણ જેટલી કઠણાશ તથા સફેદી આવે, ત્યારે એ મલમ તૈયાર થયો એમ જાણવું. એ મલમ તૈયાર થયા પછી, તેને એક કાચના પાત્રમાં રાખી, તેના ઉપર પાણી રેડી મુકવું. જ્યાંસુધી તે પાણીમાં ડુબેલો રહેશે ત્યાસુધી તે બગડશે નહિ, થોડે થોડે દિવસે તે પાણી બદલતાં જવું. જો પાણી બદલશો નહિ તો તે પાણી કાળું પડી જશે અને મલમમાં, ઉપર પોપડો વળશે. પણ જો પાણી બીલકુલ નાંખવામાં નહિ આવશે, તો વાતાવરણની ગરમીથી જેમ જેમ પાણી સુકાતું જશે, તેમ તેમ મલમ ચીકણો થતો જશે, એટલે ચોપડવાના કામમાં આવશે નહિ પણ ફેંકી દેવો પડશે, માટે એ મલમને પાણીમાંજ રાખી મૂકવો. એ મલમ ચોપડવાથી આગરૂ, ચાંદા, સડતા ફોલ્લા અને દાઝેલા ઉપર ઘણોજ ફાયદો થાય છે, એવો અમારો અનુભવ છે.

મોટા માણસની માફક નાનાં બાળકો બોલીને પોતાને થતાં દુઃખની હકીકત કહી શકતાં નથી, તેથી ઘણી વખતે માત–પિતા તથા વૈદ્યો તેની ચિકિત્સામાં ભૂલ કરે છે, તેટલા માટે નીચે પ્રમાણેની સંજ્ઞાઓ ધ્યાનમાં રાખી હોય તો, રોગને પારખવામાં ઘણી સહાયભુત થઈ શકે છે. બાળકના રડવા ઉપર, તેને ઓછી કે વધતી પીડા થાય છે તે સમજાય છે. તે બાળક વારંવાર જે ઠેકાણે હાથ અડકાડે છે અને જે ઠેકાણે આપણો હાથ અડકાડતાં વધારે રડે છે અથવા સમજણો હોય તો આપણો હાથ ખસેડી નાંખે છે, તે ઠેકાણે કોઇપણ જાતનું દુઃખ છે એમ સમજવું. જો બાળક આંખ મીંચીને રડતું હોય તો, તેનું માથું દુખે છે એમ જાણવું. ઝાડાનું બંધ થવું, ઓકારીનું આવવું, માતાના સ્તનને કરડવું, પેટમાં ગડગડાટ થવો, પેટ ચડવું અને પેટ ઉછળવું, એ લક્ષણથી બાળકના કોઠામાં પીડા છે એમ જાણવું. મળમૂત્રમાં ગંધ આવવી, ચારે તરફ આંખ ફાડીને જોવું, એ લક્ષણ હોય તો, તેની ગુદામાં અથવા પેશાબમાં કોઇ પ્રકારની પીડા છે એમ જાણવું. વૈદ્યોએ બાળકનું નાક, મોંઢું, કાન, હાથ, પગ અને બીજા અવયવો તથા સાંધાઓને વારંવાર તપાસતા રહેવું, જેથી નહિ બોલી શકતા બાળકનો ગુપ્ત રોગ ધ્યાનમાં આવી જશે, અને તે પ્રમાણે ચિકિત્સા કરવાથી બાળકને જલદી આરામ થશે.

એક "કુકૂણક" નામનો રોગ દૂધના દોષથી બાળકનેજ થાય છે, તેનું લક્ષણ એવું છે કે, બાળકની આંખમાં ચેળ આવે છે, આંખ ગળે છે અને તે બાળક કપાળ, આંખ અને નાકને ચોળે છે, તથા તે તડકા સામું જોઇ શકતું નથી અને આંખ ઉઘાડતું નથી. એવો રોગ થયો હોય તો હરડાં, બેડાં, આમળાં. લોધર. સાટોડી

આદુ. રીંગણીમૂળ અને દોડકીનું મૂળ. એને વાટીને એક ગોળો બનાવી મુકવો. પછી તે ગોળાને ઘસીને જરા ઉનો કરીને બાળકથી ખમાય તેવો કપાળે ચોપડવો, જેથી એ રોગ મટે છે.

બાળકને **લોહીવાળા ઝાડા** થતા હોય તો, મોચરસ, લજામણી, ધાવડીનાં ફુલ, અને કમળનું કેશર એના ચૂર્ણને પાણીમાં ઉકાળી પાવાથી, રકતાતિસાર બંધ થાય છે. જો બાળકને **પ્રવાહીકા** (મરડો) થયો હોય તો લોધર, ઇંદ્રજવ, ધાણા, આમળાં, વાળો અને મોથ; એનું ચૂર્ણ કરી મધમાં ચટાડવાથી તાવ અને પ્રવાહીકાનો નાશ થાય છે. ઘણીવાર બાળકને ભસ્માજીર્ણ થાય છે, તેમાં બાળક પુષ્કળ ખાય છે અને ભૂખ્યુંને ભૂખ્યું જણાય છે, તેવા રોગમાં "લઘુવસંત માલતિ" ઘણો ફાયદો કરે છે. જો બાળકને **હિક્કા** (હેડકી) થઇ હોય તો, એક ચોખાપુર માણેકરસ લઇ, તેને થોડા ગોળના પાણીમાં મેળવી પાવાથી, હીચકી બંધ થઈ જાય છે. જો બાળકને પેસાબ ઘણીવારે થતો હોય, **પેસાબ કરતાં રડતો હોય,** તો ગળોનું સત્વ અર્ધો વાલ સુધી દિવસમાં ત્રણ વખત મધ સાથે ચટાડવું અથવા દૂધમાં કે પાણીમાં મેળવીને પાવું. જો બાળકને **મૂત્ર ટપકયાં કરતું** હોય તો, એલચી નંગ એક, છોડાં સાથે પાણી મુકી ઝીણી વાટી દિવસમાં ત્રણ વખત પાવી જેથી પેશાબ ટપકતો બંધ થઇ જાય છે. જો બાળકની **નસ્કોરી** ફુટતીહોય એટલે નાકેથી લોહી પડતું હોય, તો દાડેમનાં ફુલનો રસ નાકમાં મુકવો. જો બાળકના **કાનમાં** ચસકા **મારતા હોય** તો એક બે ટીપાં સરસીયા તેલનાં મુકવાથી ચસકા મટે છે, પણ જો પરૂ વહેતું હોય તો કાગળની ભુંગળી બનાવી સમુદ્રફીણનું ચૂર્ણ અથવા ફુલાવેલી ફટકડીનું ચૂર્ણ, અથવા અબીલ

ફુંકવાથી કાન પાકતો મટી જાય છે, અથવા આવળનાં ફુલને, છાંએ સુકવી તેનું બારીક ચૂર્ણ કરી, કાનને સળી ઉપર રૂ લપેટી તેનાથી પરૂ લુછી કાઢી તેમાં તે ફુલનો ભુકો ફુંકવાથી આરામ થાય છે. જો કાનમાં **નાસુર પડી ગયું** હોય અને પરૂ વહ્યાં કરતું હોય તો, વડનાં પાકાં પાન, કરંજનાં પાન, ગુંદીનાં પાન, અને કાળીયા સરસનાં પાન ભેગાં વાટીને તેની વડી બનાવી તેલમાં તળી કાઢી, તે તેલને ગાળી શીશીમાં ભરી મુકવું. એ તેલ કાનમાં મુકવાથી, કાન રૂઝાઇ જાય છે. જો બાળકને **ઓછા** થયા હોય એટલે હાથનાં કાંડાંથી હાથેલીનો પાછલો ભાગ, પગનાં કાંડાંથી પગની પાટલી સુધી મગના દાણા જેવડા, રાતી ભોંયવાળા સંખ્યાબંધ ફોલ્લા થાય છે, અને બે મટે છે, ચાર સુકાય છે અને આઠ નવા નીકળે છે, એવું જો થયું હોય તો, તેનો ઉપાય રવિવાર, મંગળવાર, કે ગુરૂવારને દિવસે એક ડાળી પીપળાની, કે જેના ઉપર સાત પાંતરાં હોય તે મંગાવી, તેનાં દરેક પાંતરાં ઉપર

**समुद्रस्य परेपारे लंकानामे महापुरीम्**
**वायुनापुत्र गच्छंति यत्र राजा विभीषणः**

એવો શ્લોક લખી, તે ડાળીને તેલનો ધૂપ દઇ, તે બાળકના ઘરના રાંધવાના ચુલા ઉપર લટકાવવાં, એ પ્રમાણે રવિવારે પીપળાનાં પાન ઉપર, મંગળવારે આંકડાનાં પાન ઉપર અને ગુરૂવારે નાગરવેલનાં પાન ઉપર લખીને બંધાવવાથી, ઓછાનાં ચાઠાં સુકાઇ જાય છે. આ પ્રયોગમાં શું ચમત્કાર છે અથવા શું યુક્તિ છે? તે સમજાતું નથી, પણ સેંકડો બાળકના ઓછા સારા થઇ ગયા છે, માટે અમે તો એને પ્રભાવિક ગુણવાળો પ્રયોગ માનીએ છીએ.

બાળકોને બીજા ઘણી જાતના રોગો થાય છે અને તે રોગોની ચિકિત્સા મોટાં માણસ પ્રમાણેજ કરવામાં આવે છે; જેના પ્રયોગો

ચાલુ હોવાને લીધે અમે વધારે લંબાણ કરતા નથી, બાળકને માટે નિઘંટ રત્નાકર, ભાવપ્રકાશ, રસરત્ન સમ્મુચય, વગેરે ગ્રંથોમાં ઘણા રોગોના ઘણા ઉપાયો લખેલા છે, પરંતુ તે અનુભવેલા નહિ હોવાથી અમે તેના ઉતારા કરી ટીપ્પણ વધાર્યું નથી. પણ નિઘંટ રત્નાકરમાં " માતૃકાઓની પીડા " અને જ્યોતિષ શાસ્ત્રના માનેલા નવ ગ્રહો સિવાયના બીજા નૈગમેયાદિ ગ્રહોના નડવાથી બાળકોના જુદા જુદા રોગોનું વર્ણન કરેલું છે, તેમાં તે માતૃકાઓ અને ગ્રહો બાળકને શું કારણથી નડે છે? તે નહિ સમજાવાથી અને તે શબ્દોમાં શું અલંકાર રહેલા છે તે અક્કલમાં નહિ ઉતરવાથી તેનું વર્ણન કર્યું નથી. જો કોઈ મહાન્ તર્કવાદી એ ગ્રહોને જે અલંકારમાં ગોઠવેલા છે તેની શોધ કરી, પ્રયોગ સિદ્ધ કરે, તો બાળકો ઉપર ઘણો ઉપકાર થાય એમ છે, એટલુંજ કહીને આ વિષયને સંપૂર્ણ કરીએ છીએ. ઇત્યલમ્.

| | |
|---|---|
| તારીખ<br>૪-૪-૧૮<br>ગરેઉ. | પ્રયોજક—<br>**શા. તિલકચંદ તારાચંદ વૈદ્ય-સુરત.**<br>લેખક—<br>**ઈશ્વરલાલ રતનલાલ ત્રિવેદી-સુરત.** |

# પરિશીષ્ટ.

આ આયુર્વેદ નિબંધમાળાનો પ્રથમ ભાગ દશ નિબંધોમાં પૂરો કરીએ છીએ. તે નિબંધોમાં દવાઓની બનાવટ પૈકી તામ્રભસ્મ અને માણેકરસની બનાવટ, તે તે સ્થળમાં લખવાનો યોગ નહિ હોવાથી અને પાછળથી એટલી અપૂર્ણતા જણાવાથી, આ નિબંધમાળાને છેડે પરિશીષ્ટના રૂપમાં લખીએ છીએ.

**તામ્રભસ્મ બનાવવાની રીત;**—તાંબાના પતરાને ઠેકાણે હાલમાં ખોટા કસબમાંથી તાંબાની ગોટી નીકળે છે તે તાંબું ઘણા ઉંચા પ્રકારનું હોય છે, તેવી ગોટી ચાલીશ તોલા લઇ, તેને સાતવાર ત્રિફળાના ઉકાળામાં છમકારી તથા સાતવાર તપાવીને તલના તેલમાં ટાઢી પાડી, પછી સાતવાર ગૌમૂત્રમાં છમકારી પારો શેર પા તથા ગંધક શેર અર્ધો એ બેને સાથે વાટી, કાજળી કરી, તે કાજળીને લીંબુના રસમાં ઘુંટી, તેમાં તાંબાની ગોટીને મેળવીને એક ગોળો બનાવી સરાવસંપુટમાં મુકી, કપડમટ્ટી કરી ગજપુટનો અગ્નિ આપવો. એવા બે પુટ આપવાથી જે તામ્રભસ્મ બને તે શીતભંજી રસમાં નાંખવી અથવા બીજા રસોમાં પણ વાપરવી. અમારો અનુભવ એવો છે કે કોઇપણ ધાતુ કે ઉપધાતુની ભસ્મ, એકલી ખાવી કે ખવડાવવી નહિ, પણ તેને કોઈપણ રસોમાં નાંખી તે રસોની વિધિપૂર્વક બનાવટ કરીને ખવડાવવાથી, રોગો ઉપર ઘણી સારી અસર કરે છે.

**માણેકરસ બનાવવાની રીત;**—વરખી હડતાળને લાવીને તેને અધખોખરી ખાંડીને, સફેદ અબરખનાં બે મોટાં પાનાં લઇને, એક પાના ઉપર હડતાળ પાથરીને તેના ઉપર બીજું અબરખનું પતરૂં ઢાંકીને, તેના સાંધાને ઘઉંની કણેકથી બંધ કરીને, પછી તે પતરા જેવડાં બે છાણાં સળગાવીને તેનો પાકો દેવતા બનાવીને એટલે છાણાંનો ધુમાડો બંધ થાય તે પછી, એક છાણાના પાકા દેવતા ઉપર પેલા અબરખના પતરાવાળો હડતાળનો ભુકો મુકવો, અને તેના ઉપર બીજા છાણાંનો પાકો દેવતા ઢાંકી દેવો, એટલે દશ મિનિટમાં અબરખનાં પતરાંની વચમાં મુકેલી હડતાળ, પોતાનો પીળો રંગ તજીને લાલ માણેકના રંગના જેવી ચળકતી બની જશે. એનું નામ માણેકરસ છે. આ ક્રિયા કોઇ શાસ્ત્રમાં જોવામાં આવી નથી, પણ ગુરૂપરંપરાથી અમારા જિલ્લાના વૈદ્યોમાં પ્રચલિત છે. એ માણેકરસ કફજ્વરમાં, ત્રિદોષ જવરમાં, સન્નિપાતમાં, ખાંસીમાં, હાંફણમાં, યોગ્ય અનુપાન સાથે એક રત્તી સુધી આપવાથી, વાયુ અને કફની પ્રાધાન્યતાવાળા રોગોને ઘણી ઝડપથી ફાયદો કરે છે.



# આયુર્વેદ નિબંધમાળા ભાગ બીજાનું

# દિગ્દર્શન.

આયુર્વેદ નિબંધમાળાના પ્રથમ ભાગમાં આવેલા દશ નિબંધો વાચકવર્ગે ધ્યાન દઇને વાંચ્યા હશે, અને તે ઉપરથી ખાતરી થઇ હશે કે, પ્રથમ ભાગના દશ નિબંધમાં તેના પ્રણેતાએ કોઇપણ જાતના સ્વાર્થ વિના આયુર્વેદનાં ગૂઢ તત્વોના ખુલાસા સાથે, અનુભવસિદ્ધ ઔષધો વૈદ્યોને કીર્તિ આપવાવાળા અને રોગીને આરોગ્યતા આપવાવાળા, ખુલ્લા હૃદયથી પ્રકાશ કર્યાં છે, તેજ પ્રમાણે આયુર્વેદ નિબંધમાળાનો બીજો ભાગ તૈયાર થયો છે. જેમાં એકવીશ નિબંધોનો સમાવેશ કરવામાં આવ્યો છે. આ પ્રથમ ભાગમાં સૃષ્ટિની ઉત્પત્તિથી લઇને બાળકની સારવાર એટલે બાળકનું બાળકપણું જ્યાં સુધી પહોંચે છે ત્યાં સુધીમાં તેની સંભાળ કેવી રીતે લેવી અને તેને થતા રોગના ઉપાયો કેવી રીતે કરવા? તથા બાળકની માતાનું અને બાળકનું રક્ષણ કેવી રીતે કરવું? તે સંબંધી વિચાર દર્શાવવામાં આવેલા છે. તે પછી બાલ્યકાળ વિત્યા પછીના સમયમાં સ્ત્રી પુરૂષોને જે સ્વતંત્રતા મળે છે તે સ્વતંત્રતાને લીધે, મિથ્યા આહાર અને મિથ્યા વિહારથી ઉત્પન્ન થતા તમામ રોગોનાં નિદાનો અને તેને મટાડવાના અનુભવસિદ્ધ ઉપાયો લખવામાં આવ્યા છે. એ આયુર્વેદ નિબંધમાળાના બીજા ભાગમાં, આજ સુધી લખાયલાં તથા પ્રગટ થયલાં સંપૂર્ણ વૈદકશાસ્ત્રનાં પુસ્તકોમાં રોગોનાં નિદાનો લખવામાં

આવ્યાં છે; જો કે તે નિદાનો એટલી પૂર્ણતાથી લખવામાં આવ્યાં છે કે, શરીરની અંદરના ભાગમાં કયો દોષ કેવી રીતે બગાડ પામવાથી શરીરમાં શું ઉપાધિ થાય છે ? તેનો નિશ્ચય કરી રોગોનાં નામ આપવામાં આવ્યાં છે, જેથી વૈદ્યો તે રોગોની યથાર્થ પરીક્ષા કરી, રોગોનાં કારણને જાણી, રોગોને નિર્મૂળ કરી શકે છે; પરંતુ તે રોગોનાં કારણોનાં કારણ, આ નિબંધમાળામાં રોગોનાં નિદાનમાં જોવામાં આવશે, તે એવી રીતે કે આયુર્વેદના સંહિતા ગ્રંથોમાં રોગનાં નિદાન જાણવાને માટે શારીરશાસ્ત્રમાં વાયુ, પિત્ત અને કફ એ ત્રિદોષને માની તેની અવ્યવસ્થાથી જે રોગ થાય છે તેનાં લક્ષણો બતાવવાનો પ્રયત્ન કર્યો છે, પરંતુ જેમ શારંગધરાચાર્યે ઔષધ લેવાના સમયના પ્રકરણમાં પાન, અપાન, ઉદાન, વ્યાન, અને સમાન વાયુની અવ્યવસ્થાથી જે રોગ ઉત્પન્ન થયા હોય તેને માટે જે ઔષધ આપવાનું હોય તે ઔષધ કયે કયે સમયે આપવું તે બતાવ્યું છે, પણ ઉપર લખેલા પાંચ પ્રકારના વાયુની અવ્યવસ્થાથી કયા કયા રોગો ઉત્પન્ન થાય છે—તે કોઈપણ નિદાન શાસ્ત્રે લખ્યું નથી. એટલા માટે અમે તે ત્રિદોષ સિદ્ધાંતનું પ્રતિપાદન કરતાં, મનુષ્ય શરીરમાં રહેલા પાન, અપાન, ઉદાન, વ્યાન અને સમાન એ પાંચ પ્રકારના વાયુ તથા પાચક, સાધક, આલોચક, રંજક અને ભ્રાજક એ પાંચ પ્રકારનાં પિત્ત, અને ક્લેદન, અવલંબન, રસન, સ્નેહન, અને સંશ્લેષણ, એ પાંચ પ્રકારના કફ મળીને પંદર પ્રકાર જે આયુર્વેદે ઠરાવેલા છે તેના જુદા જુદા ગુણ–ધર્મનો વિચાર કરી, તે તે વાયુ, પિત્ત અને કફના હીન–મિથ્યા અને અતિયોગથી શરીરમાં થયલી અવ્યવસ્થાને કારણે રોગોનાં જે લક્ષણ

કહેવામાં આવ્યાં છે તેમાં કયા દોષનો હીન-મિથ્યા કે અતિયોગ થયો છે કે જેથી શરીરમાં અમુક પ્રકારનો ઉપદ્રવ થયો છે તેનો નિશ્ચય કરી તે રોગનું નિદાન સ્પષ્ટ કરી બતાવ્યું છે. આયુર્વેદમાં પિત્ત, કફ, મળ અને ધાતુઓને પંગુ ગણેલા છે અને તેને વાયુ જ્યાં ઘસડી જાય ત્યાં જવાવાળા માનેલા છે, એટલે પાંચ પ્રકારના વાયુમાં જો તેનો હીન-મિથ્યા કે અતિયોગ થયો હોય તો તે પિત્ત, કફ, મળ અને ધાતુઓમાં હીન-મિથ્યા અને અતિયોગ ઉત્પન્ન કરે છે, અને તેથી દરેક રોગમાં જુદા જુદા ઉપદ્રવો જણાય છે; તે ઉપદ્રવો વિસ્તારપૂર્વક સમજાવવાથી વૈદ્યોને પોતાના શાસ્ત્રમાં કેટલું બળ, કેટલું ગાંભીર્ય અને કેટલું મહત્વ સમાયલું છે, અને તેના પ્રણેતા ઋષિ મુનિઓએ આયુર્વેદના ઉપર કેટલો કાબુ મેળવેલો છે, તેનું રહસ્ય સમજાશે. એટલે આયુર્વેદ સિવાયનાં ઇતર ચિકિત્સાશાસ્ત્રો જેમ રોગનાં કારણ તરફ ધ્યાન નહિ આપતાં, માત્ર તેના કાર્યને શાંત કરવા પ્રયત્ન કરે છે, તેમ આયુર્વેદના અભ્યાસકોએ રોગીની ચિકિત્સા કરતાં કરવાનું નથી, પરંતુ આયુર્વેદે રોગના મૂળ કારણને શોધીને, દોષનાં સૂક્ષ્મ તત્વોનો અભ્યાસ કરીને, મનુષ્ય શરીરની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કારણભુત ત્રણ દોષોરૂપે ત્રિગુણાત્મક પ્રકૃતિના ભેદને સમજાવવા જે પ્રયત્ન કર્યો છે તે ઉપર જેમ જેમ આયુર્વેદના અભ્યાસકો વિચાર કરતા જશે, તેમ તેમ તેના જ્ઞાનમાં વધારો થઈ, આયુર્વેદનું અસલ સ્વરૂપ જાણવામાં આવશે. દાખલા તરીકે અપાન વાયુનો હીનયોગ થાય, જેથી સમાનવાયુનો અતિયોગ થાય, એટલે પાચકપિત્તનો હીનયોગ થાય. તે ચત્તનોપકપિાહીયેનાગ થવાથી રંજકપિત્ત આહારના રસના ઉપર રંગ ચઢાવી તેનું યથાર્થ

રૂધીર બનાવી શકે નહિ. એક તરફ સમાનવાયુના અતિયોગમાં અપાનવાયુના મિશ્રણને લીધે અપાનવાયુ પોતાના સ્થાનમાંથી મળરૂપ દ્રવ્યને પોતાની સાથે લાવેલો તે સાથે, સમાનવાયુ પાનવાયુમાં જઇને ભળે છે એટલે રંજકપિત્તે બનાવેલા રૂધીરમાં પાનવાયુ ભળવાથી રૂધીરમાં અપાનવાયુ સાથે આવેલા મળો મિશ્રત થાય છે. જો એ અપાનવાયુ પાનવાયુ સાથે મળી ઉદાનવાયુમાં ભેળાઈ જાય તો મુખના, આંખના, કાનના અને માથાના રોગો ઉત્પન્ન કરે છે, પણ જો એ અપાનવાયુ પાનવાયુ સાથે મળી રૂધીરની સાથે વ્યાનવાયુમાં એકઠો થાય, એટલે ચામડીમાં રહેલા ભ્રાજકપિત્તનો હીનયોગ થાય. અને વ્યાનવાયુના અતિયોગથી સંશ્લેષણ કફ સુકાઈ જાય, જેથી શરીરની ત્વચામાં રહેલું સ્નિગ્ધપણું અને આર્દ્રપણું ઘટી જવાથી ચામડીના વિવિધ પ્રકારના રોગો ઉત્પન્ન થાય. એવી રીતે દરેક સ્થાનના વાયુ, પિત્ત અને કફનાં પંદર સ્થાનો જે આયુર્વેદે નિશ્ચય કરેલાં છે, તે પંદર સ્થાનો પૈકીના વાયુ, પિત્ત અને કફના હીન-મિથ્યા અને અતિયોગથી કયા કયા ઉપદ્રવો થાય છે? તે આ નિબંધમાળાના બીજા ભાગમાં ત્રિદોષ સિદ્ધાંતની રીતે બતાવવામાં આવ્યા છે, અને તે સાથે તે તે રોગના અમારા અજમાવેલા, અનુભવેલા, આયુર્વેદમાં લખેલા તથા અમારા નવા શોધેલા અને ગુરૂપરંપરાથી મળેલા ઉપાયોજ લખવામાં આવ્યા છે. એ ઉપાયો પૈકી એક પણ ઉપાય અનુભવ સિવાય, કોઈપણ ગ્રંથના ઉતારા તરીકે લેવામાં આવ્યો નથી. એટલે તે વૈદ્યરાજોને એ નિબંધમાળામાં લખેલા ઉપાયો બનાવવાને તથા વાપરવાને ઘણુાજ અનુકુળ થઇ પડશે.

આયુર્વેદ નિબંધમાળાના પ્રથમ ભાગનું આ પુસ્તક અમારા વડીલ ચિકિત્સકોને પરીક્ષા માટે, તથા અમારા સહયોગી ચિકિત્સકોને આનંદ આપવા માટે અને અમારા વિદ્યાર્થી વર્ગોને ઉપદેશ આપવા માટે, ભેટ આપવા ઠરાવ્યું છે; માત્ર તેની પાસેથી ટપાલ ખર્ચના બે આના લેવા ઠરાવ્યા છે, તેવી રીતે આયુર્વેદ નિબંધમાળાનો બીજો ભાગ પણ આ નિબંધમાળા કરતાં દોઢગણો કદનો થવા છતાં (જો નાણાંની સગવડ હશે તો) ચિકિત્સકોને ભેટ આપવાનો વિચાર છે, પણ જો તેમ નહિ બની શક્યું તો જેટલો ખર્ચ લાગે તેટલાજ વરાડ પડતે હિસાબે તેની કિંમત ઠેરવી, તેટલાજ પૈસા લેવામાં આવશે, કારણ કે વિદ્યાને વેચવા કરતાં તેનું દાન કરવું, તે અમે શ્રેષ્ઠ માનીએ છીએ. પરંતુ દાન કરવાની શક્તિ નહિ હશે તો પડતલ કિંમતે આપીશું, પણ નફો મેળવવાની જરા પણ આશા રાખતા નથી. એટલા માટે જે જે ચિકિત્સકોને આયુર્વેદ નિબંધમાળાનો બીજો ભાગ મેળવવાની ખુશી હોય તેમણે પોતાનું નામ અમારા રજીસ્ટરમાં નોંધાવવું, એટલે બીજો ભાગ પ્રગટ થતાં, તે તે ગૃહસ્થોને ખબર આપવામાં આવે. એટલી વાત યાદ રાખવાની છે કે, જે જે વૈદ્યરાજો અમારા લીસ્ટમાં નામ નોંધાવશે એટલે તેઓને આ પુસ્તક લેવુંજ પડશે એવી ફરજ પાડવામાં આવતી નથી, પણ બીજો ભાગ છપાઈ તૈયાર થયા પછી જેમનાં નામ નોંધાયાં હશે તેમને ખબર આપવામાં આવશે અને જેઓના જવાબ પાછા ફરી વળશે તેઓનેજ તે પુસ્તક મોકલવામાં આવશે. આ નિબંધમાળાનો પહેલો ભાગ વાંચતાં ગર્ભિણીના રોગો, સુવાવડીની સારવાર અને બાળકને થતા

રોગોના નિબંધમાં જે જે ઉપાયો લખ્યા છે તે કાંઇપણ કપટ વિના, કાંઇપણ શંકા વિના, કોઇપિણ જાતના ગુપ્તમત રાખ્યા વિના, માત્ર પરોપકાર દ્રષ્ટિથી અમારો અનુભવ, અમારી સાથે મરી નહિ જાય એટલા હેતુથીજ પ્રકટ કરવામાં આવ્યા છે, તે પ્રમાણે નિબંધમાળાના બીજા ભાગમાં તમામ રોગોના ઉપાયો, તેની બનાવટ અને તેનો ઉપયોગ કેમ કરવો તે, તથા તે ઉપાયો બનાવતાં કયે કયે ઠેકાણે કેવી કેવી જાતનાં વિઘ્નો આવે છે, અને તેવી વખતે ઉપાય બનાવનારા વૈદ્યે કેવી કેવી સાવધાની રાખવી. તે ખુલ્લા હૃદયથી કોઇ પણ જાતના સંકોચ વિના દર્શાવવામાં આવ્યું છે, અને અમારી ખાત્રી છે કે જો આયુર્વેદ નિબંધમાળાના ત્રણે ભાગ ધ્યાનપૂર્વક વાંચો તેમાં લખેલા નિયમ પ્રમાણેનું વર્તન રાખવામાં આવે તો કોઇપણ ચિકિત્સક પોતાની કીર્તિમાં વધારો કરી, મનુષ્ય જાતપર મોટો ઉપકાર કરી શકે. એટલાજ હેતુથી આ નિબંધમાળાના ત્રણ ભાગ લખવામાં આવ્યા છે. ઇત્યલમ્

| | |
|---|---|
| તારીખ<br>૧૩-૮-૧૮.<br>મંગળવાર | પ્રયોજક—<br>શા. તિલકચંદ તારાચંદ વૈદ્ય-સુરત.<br>લેખક—<br>ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદી-સુરત. |



શ્રી

# સુરત વૈદ્યશાળાના નિયમો

અને

## પઠણ પદ્ધતિ.

## વિદ્યાર્થીના નિયમો.

૧. આ શાળાનું નામ "**શ્રી સુરત વૈદ્યશાળા**" રાખવામાં આવ્યું છે.

૨. વિદ્યાર્થીઓને ભણવાનાં પુસ્તકો અને રહેવાનું સ્થાન શાળા તરફથી મફત આપવામાં આવશે.

૩. કોઈ પણ વિદ્યાર્થી પાસે લવાજમ કે ફી લેવામાં આવશે નહિ; પરંતુ ભોજનની ગોઠવણ તેણે પોતાને ખરચે કરવી પડશે.

૪. વિદ્યાર્થીની ઉમ્મર ઓછામાં ઓછી ૧૧ અને વધુમાં વધુ ૧૫ વર્ષની હોવી જોઇએ.

૫. વિદ્યાર્થીને ગુજરાતી પાંચમા ધોરણ સુધીનું જ્ઞાન હોવુંજ જોઇએ, તેમાં ખાસ કરીને ગુજરાતી તથા બાળબોધના વાચનની પરીક્ષા લેવામાં આવશે.

૬. વિદ્યાર્થીએ દિવસ ઉગતા પહેલાં શૌચવિધિથી પરવારી, દિવસ ઉગતાંજ સંધ્યા પ્રાણાયામમાં જોડાવવું પડશે.

૭. વ્યસની, દુરાચારી, શરીર તથા મનનો મેલો, કુચેષ્ટાવાળો, ગુરૂની આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર, દ્વેષી, ઇર્ષાળુ, હિંસા કરનાર, જૂઠું બોલનાર, ચોરી કરનાર, વ્યભિચારની વાતો કરનાર, ભુંડું બોલનાર અને ભીખ માંગવાની ઇચ્છા રાખનાર તથા એવાં એવાં કોઇ પણ અપલક્ષણવાળા વિદ્યાર્થીને, એક માસમાં સુધરવાનો ઉપદેશ કરવામાં આવશે. ફરી એક માસ દેખરેખ રાખવા

છતાં જે વિદ્યાર્થી નહિજ સુધરે તેને શાળામાંથી વગર વિલંબે દૂર કરવામાં આવશે.

૮. ખરા કારણ સિવાય કે તેના માબાપ અથવા વાલીના પત્ર સિવાય, કોઇપણ વિદ્યાર્થી ગેરહાજર રહી શકશે નહિ. જેને જેટલા દિવસની રજા મળી હોય તેણે તેટલાજ દિવસની રજા પૂરી થએ, હાજર થવુંજ પડશે. વગર રજાએ જનાર કે રહેનારને ફરી દાખલ કરવો કે નહિ ? તે અમારી મરજીપર છે.

૯. દરેક વિદ્યાર્થીએ ઓછામાંઓછા પાંચ અને વધુમાંવધુ દશ શ્લોક દરરોજ મુખપાઠ કરવા પડશે, પરંતુ જે વિદ્યાર્થી આખા દિવસમાં પાંચ શ્લોક પણ તૈયાર નહિ કરી શકે અને આગળનું ભણેલું પાછળથી ભૂલતો જાય એવા મંદબુદ્ધિવાળા અગર બેદરકાર વિદ્યાર્થીને શાળામાંથી દૂર કરવામાં આવશે.

૧૦. દરેક વિદ્યાર્થીને અર્થ સાથે શાસ્ત્રનું, વનસ્પતિ તથા વસ્તુઓની ઓળખાણનું, ઔષધોની બનાવટનું તથા દવા વાપરવાની રીતનું અમારા લાંબા અનુભવથી સિદ્ધ કરેલું પુરેપૂરું જ્ઞાન, વગર સંકોચે આપવામાં આવશે.

૧૧. જે વિદ્યાર્થી છ માસિક પરીક્ષામાં પ્રથમ અથવા બીજે નંબરે પાસ થશે તેને તેની યોગ્યતા પ્રમાણે અને વૈદ્યશાળાની શક્તિ પ્રમાણે, શિષ્યવૃત્તિ (સ્કૉલરશિપ) આપવામાં આવશે તથા પાસ થએલા વિદ્યાર્થીઓને વૈદ્યક પુસ્તકોનાં ઇનામ આપવામાં આવશે.

૧૨. કોઇ પણ સદ્‌ગૃહસ્થ આ શાળાના વિદ્યાર્થીઓને માટે વૈદ્યકના પુસ્તકોની ભેટ તથા સ્કૉલરશિપ આપશે, તો તેનો ઉપકાર સાથે સ્વીકાર કરવામાં આવશે.

૧૩. શાળાના નિયમ પ્રમાણે જે વિદ્યાર્થી સંપૂર્ણ અભ્યાસ કરશે, તેની છેવટની પરીક્ષા લઇ શાળા તરફથી સરટીફીકેટ આપવામાં આવશે.

૧૪. શાળાના વિદ્યાર્થીઓ સંપૂર્ણપણે શાળાના અધિકારીની દેખરેખ નીચે રહેશે, છતાં શાળામાં કે અન્ય સ્થળે, કોઇ પણ જાતનો ગુન્હો કરશે તો તેના જવાબદાર શાળા કે અધિકારી ગણાશે નહિ.
૧૫. કોઇ પણ વિદ્યાર્થીને શાળામાં દાખલ કરવો કે નહિ ? તે અમારી મરજી ઉપર છે. કારણ જણાવવાને અમે બંધાતા નથી.
૧૬. સદરહુ નિયમમાં તથા અભ્યાસ ક્રમમાં વધારો ઘટાડો કે ફેરફાર કરવાની સત્તા, શાળાના અધિકારીએ સ્વાધીન રાખી છે.

**સુરત.**
ચીઆશેરીનો ટેકરો.

**શા. તિલકચંદ તારાચંદ વૈદ્ય.**
व्यवस्थापक अने मालीक.

# પઠણ પદ્ધતિ
## યાને
## અભ્યાસનો ક્રમ.

### પ્રથમ વર્ષ.

૧. **નિત્યકર્મ**—સંધ્યા, પ્રાણાયામ, હવન.
૨. **નીતિ**—સભ્યતા, વ્યવહારિકજ્ઞાન આદિ પરચુરણ.
૩. **અષ્ટવિધ પરીક્ષા**—ગુજરાતી કવિતામાં (વૈદ્ય તિલકચંદ કૃત)
૪. **નિઘંટ**—ભાવપ્રકાશનો ગડુચ્યાદિ, વનસ્પતિના પ્રત્યક્ષ પરિચય સહીત.
૫. **સારંગધર** પૂર્વ તથા મધ્ય ખંડ, અર્થ સહીત.
૬. **ચૂર્ણો** અને ગુટીકાઓની બનાવટ.

### વર્ષ બીજું.

૧. **નિદાન**—ભાવપ્રકાશ અથવા માધવ નિદાનમાંથી, અર્થ સહીત.
૨. **ચિકિત્સા**—સારંગધરનો ઉત્તર ખંડ તથા યોગ ચિંતામણી અર્થ સહીત.

૩. **શોધન**—ધાતુ, ઉપધાતુ, વિષ, ઉપવિષ આદિનું યોગ્ય પુસ્તકમાંથી તથા અનુભવસિદ્ધ.

૪. **બનાવટ**—ધાતુમારણ, ગુગળો, અવલેહો, આસવો. અરિષ્ઠો, ઘૃતો, તેલો વિગેરે.

૫. **શારીર**—સુશ્રુતમાંથી અને પ્રત્યક્ષ શારીર (ગણનાથસેનકૃત.)

## વર્ષ ત્રીજું.

**વિશેષ ક્રિયા**—ભાવપ્રકાશનો પૂર્વ ખંડ તથા રસરત્ન સમુચ્ચય અર્થ સહીત. રસાયનની બનાવટો, યંત્રો, પુટો વિગેરેનો પ્રત્યક્ષ પરિચય અને પ્રત્યક્ષ રોગી પરીક્ષા તથા રોગી પરિચર્યા તથા આરોગ્યશાસ્ત્રના મૂળ સિદ્ધાંતો ઉપર વિવેચન અને નિબંધો.

## વર્ષ ચોથું.

**સુત્રસ્થાન**—વાગભટ્ટ તથા ભાવપ્રકાશનો મધ્ય ખંડ અર્થ સહીત. ચામડીના દરદોની પીછાન અને તેના ઉપાયો, મલમપટ્ટાઓ વિગેરે વિગેરે.

## વર્ષ પાંચમું.

ચરક, સુશ્રુત, વાગભટ્ટ વિગેરે આયુર્વેદને લગતા સાહિત્યોનું વાચન તથા જુદા જુદા રોગો ઉપર ભાષણો, લેખો અને વિવાદો.

સુરત
ધીઆશેરીનો ટેકરો
વિક્રમ સંવત્ ૧૯૭૨, સને ૧૯૧૬.
મહા સુદી પૂર્ણીમા.

**શા૦ તિલકચંદ તારાચંદ વૈદ્ય.**
વ્યવસ્થાપક તથા માલીક
**શ્રી સુરત વૈદ્યશાળા.**

ॐ नमो भगवते श्रीधन्वंतरियेनमः

# શ્રી સુરત વૈદ્યશાળા.

અર્થાત્

## દેશી વૈદ્યકશાસ્ત્ર ભણાવી વૈદ્ય બનાવનારી નિશાળ.

મફત લાભ !  મફત લાભ !

સદ્‌ગૃહસ્થો ! આજકાલ આપણે ત્યાં દેશી વૈદ્યકશાસ્ત્રની અને વૈદ્યકના ધંધાની અવનતિ થતી જાય છે, તેનું ખરૂં કારણ એટલુંજ છે કે, આયુર્વેદોક્ત શાસ્ત્ર શીખવાની શાળાનો અને આશ્રયનો અભાવ છે.

લગભગ એક હજાર વર્ષથી વૈદ્યકવિદ્યા વિવિધ પ્રકારના આઘાતોથી હીણાતી અને પદદલીત થવા છતાં પણ, ગુરૂપરંપરાથી ચાલતા અભ્યાસક્રમના પ્રતાપે ઘણા સદ્વૈદ્યો ઉત્પન્ન કરી પોતાનું ગૌરવ સાચવી રહી છે; તોપણ ન્યાયી તથા સમદર્શી, સત્યપ્રિય અને વિદ્યાવિલાસી, નેકનામ બ્રિટિશ રાજ્યની શીતળ છાયામાં વૈદ્યકશાસ્ત્રને ખીલવવાનો અનુપમ સમય નિરર્થક જવા દેવો એ આપણી મોટામાં મોટી ભૂલ તથા આળસજ ગણાય એવા વિચારથી દોરાઇને મેં આપણા ઇતિહાસપ્રસિદ્ધ સુરત શહેરમાં વૈદ્યશાળા સ્થાપી, કોઇ પણ ન્યાતના વિદ્યાર્થીને ભણવાનાં પુસ્તકો તથા રહેવાનું સ્થાન મફત આપી, કોઇ પણ રીતનું લવાજમ કે ફી લીધા સિવાય, વૈદ્યકશાસ્ત્ર સંબંધીના મારા ૪૨ વર્ષના અનુભવવાળા જ્ઞાન સાથે આયુર્વેદના માનનીય ગ્રંથો ભણાવી, સદ્વૈદ્યો બનાવવા નિશ્ચય કીધો છે. માત્ર ભોજનની ગોઠવણ વિદ્યાર્થીએ પોતાને ખરચે કરવાની છે.

જે વિદ્યાર્થીને વૈદ્યકશાસ્ત્ર રીતસર શીખી, સદ્વૈદ્ય થવાની મરજી હોય અને જેની ઉમ્મર અગીઆર વર્ષથી ઓછી અને પંદર વર્ષથી વધારે નહીં હોય, તેણેજ પ્રથમ અરજી કરી, "**શ્રી સુરત વૈદ્યશાળાના નિયમો અને પઠણ પદ્ધતિ**" મંગાવી લેવાં. પણ ગુજરાતી પાંચમા ધોરણ સુધીનો અભ્યાસ નહીં કર્યો હોય અને જેની જીભે શુદ્ધ ઉચ્ચાર નહીં થતો હોય તેવા વિદ્યાર્થીએ તો અરજી કરવીજ નહીં, કારણકે સંસ્કૃતશાસ્ત્ર ભણવાને શુદ્ધ વાણીની ખાસ જરૂર છે.

| | |
|---|---|
| સુરત<br>વિક્રમ સંવત ૧૯૭૫<br>સને ૧૯૧૮. | **શા. તિલકચંદ તારાચંદ વૈદ્ય.**<br>વ્યવસ્થાપક તથા માલિક<br>"શ્રી સુરત વૈદ્યશાળા." |

# અમારૂ દવાખાનુ.

**સુરત મહિધરપરાની ધીયાશેરીના ટેકરા ઉપર આવેલું છે, જ્યાં તમામ રોગીનાં નિદાન અને નાડી પરીક્ષાથી રોગનો નિશ્ચય કરી, ઔષધ આપવામાં આવે છે.**

## દવાખાનાના નિયમો.

૧. કોઇ પણ દરદી પાસે પ્રથમથી પૈસા લઇ તેને માટે ખાસ દવા બનાવવામાં આવતી નથી.

૨. કોઈ પણ દરદને માટે મુદત ઠરાવી અમુક રકમ પઠવા કે ઠેરવવામાં આવતી નથી.

૩. કોઇપણ જાતની દવા તોલાબંધ કે તોલબંધ આપવામાં આવતી નથી.

૪. કોઇ પણ દરદ સારૂં થયા પછી ઇનામ લેવાનો રિવાજ નથી.

૫. સુરતમાં દરદીને ઘેર જઇ તપાસવાની ફી માત્ર **આઠ આના** રાખી છે બહાર ગામના દરદીઓ તપાસવાની ફી વખતના પ્રમાણમાં જુદી ઠરાવીએ છીએ.

૬. હલકામાં હલકા ચૂર્ણોથી માંડી ગુટીકા-ગુગળ-તૈલ-ધૃત-રસો-ઉપરસો-આસવ-અરિષ્ટો-અને છેલ્લે ધાતુ ઉપધાતુની ભસ્મો, રસસિંદુર-મૃગાંક ચંદ્રોદય વાપરવામાં આવે, તોપણ એક દિવસની દવાના માત્ર **બેજ આના** લેવામાં આવે છે. કોઇ પણ સંજોગમાં દવાની કિંમત વધારે લેવામાં આવતી નથી.

૭. શરીરની અંદરના રોગો દવા ખવડાવીને અને બહારનાં પાકતાં-સડતાં, જેવાં કે કંઠમાળ-હાડગંભીર-રાંફી-ભુડણ-નાસુર વગેરે ભયંકર દરદો ઝાડ પાલા, મલમ પટ્ટીથી સારાં કરવામાં આવે છે.

અમારૂં દવાખાનું બેતાલીશ વર્ષથી ચાલુ છે જેમાં સેંકડો દરદીઓને આરામ થયા છે અને થાય છે. ભયંકર દરદો સારાં થાય છે પણ લખેલાં સરટીફીકેટ લેવાનો રિવાજ નથી. પરંતુ **જીવતાં અને બોલતાં** સેંકડો સરટીફીકેટ વિદ્યમાન છે. જેને વિશ્વાસ પડે તેણે શ્રદ્ધા અને ધીરજ રાખી પધારવું

**મોતનો ઈલાજ નથી.**

**ધીઆશેરીનો ટેકરો.**
**સંવત ૧૯૭૫.**

**સર્વનો શુભેચ્છક**
**શા. તિલકચંદ તારાચંદ વૈદ્ય-સુરત.**